સ્વર્ગવાસી સાધ્વિ બાઇ ગોકીબાઇની
યાદગારી માટે આ ચોપડી

............................................................................ ને

ભેટ આપી છે.

તારીખ ........................................ સને ૧૮૮૮.

૩૫૨૩

# સ્ત્રી ધર્મ પ્રકાશ.

ભાગ ૧ લો.

સર્વ સ્ત્રીઓને ઉપદેશ માટે જુદા જુદા અસલ
સંસ્કૃત ગ્રંથો ઉપરથી
ગુજરાતીમાં

બનાવનાર,
**શાસ્ત્રી ભગવાનજી પ્રભુરામ.**

મુંબઈ
વર્તમાન છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૪૪, સને ૧૮૮૮

મુલ્ય રૂ ૧.

# અર્પણ પત્રિકા.

## સદા પરોપકારી

નીતિમાનમાં અગ્રેસર

પરમ દયાળુ

**શેઠ નારાયણદાસ ઠાકરસી મુલજીની**

હજુરમાં

(રહેવાસી દ્વારકા તાબે વરવાળું)

(હાલ) મુંબઈ.

આપ હમેશ સારાં કામ કરવામાં ઉત્કંઠા રાખોછો તેમજ દેશી પરદેશી ગરીબ તથા વિદ્વજ્જનોને અનેક તરેહથી મદદ આપોછો તથા નીતિ અને ધર્મના પુસ્તકો બાહાર પાડવામાં તન, મન ને ધનથી હમેશ આશ્રય આપોછો ને મારે વિષે પણ આપ માન્યબુદ્ધિથી વર્તિ અનેક પ્રકારથી સતકાર કરોછો ઇત્યાદિ આપના સદ્‌ગુણો જોઈ હું **સ્ત્રી ધર્મ પ્રકાશ** નામનો આ લઘુ ગ્રંથ આપને માનપુર્વક અર્પણ કરૂંછું.

**શાસ્ત્રી ભગવાનજી પ્રભુરામ,**

ભષાંતર કર્તા.

# પ્રસ્તાવના.

પુર્વે આર્ય લોકોની સ્ત્રિઓ, સદાચરણવાળી સાધ્વી સ્ત્રિઓની સોબતથી તથા તેવા ધર્મ સંબંધી શાસ્ત્રના શ્રવણથી પોતાનો યથાર્થ ધર્મ સમજી તે પ્રમાણે ચાલતીઓ હતી, પણ હાલના જમાનામાં કલિયુગના પ્રભાવને લીધે, તે પ્રચાર દુર્બલ હોવાથી, તેવી સાધ્વી સ્ત્રિઓની સોબત ન હોવાને લીધે, તેમજ તેવા ધર્મ સંબંધી શાસ્ત્રનું પણ શ્રવણ ન હોવાથી, પોતાનો યથાર્થ ધર્મ શું છે તે ભુલી ગઈયુ. તો તે જણાવવા વાસ્તે મહાભારતાદિક સંસ્કૃત ગ્રંથોમાંથી થોડાએક સાધ્વી સ્ત્રિઓના ચરિત્રો ઉપરથી ગુજરાતી ભાષામાં સર્વ આર્ય બેહેનોને માટે આ **સ્ત્રી ધર્મ પ્રકાશ** નામનો લઘુ ગ્રંથ રચી પ્રસિદ્ધ કર્યો.

આ પુસ્તકમાં કદી કંઈ દોષ દૃષ્ટિ પડે તો તે મેલી દઈ આદિથી અંત સુધી વાંચીને, હંસની પેઠે સજ્જનો માત્ર સાર ગ્રહણ કરશે એવી આશા રાખુંછું.

**શાસ્ત્રી ભગવાનજી પ્રભુરામ,**

ભાષાંતર કર્તા.

# સ્વર્ગવાસી બાઈ ગોકોબાઇનું જન્મ ચરિત્ર.

વાંચનાર સુજ્ઞ બ્હેનો તથા ગુણવાન ભાઈઓ !

આ નહાનું પુસ્તક તમારી સેવામાં મુકતાં તે શા કારણથી થયું છે, કેની પ્રેરણાથી થયું છે, અને કેણે રચેલું છે એ આદિ સર્વ વૃતાંત તમોને જણાવુંછું.

સ્વર્ગવાસી બાઇ ગોકીબાઈ તે શેઠ ઠાકરસી મુલજીના પુત્ર નારાયણદાસની સૌભાગ્યવતી ધર્મપત્ની વેલાંવહુને પેટે સંવત ૧૯૨૫ ના શ્રાવણ વદ ૯ ને દિવસે જન્મ્યાં હતાં. તેનો માતા તે બાઇને ચાર વર્ષનો મુકી સ્વર્ગવાસી થયાં તેથી એમના પિતાએજ પુત્ર સમાન પ્રેમ રાખી તે બાઈને ઉછેરી હતી, પછી તે બાઈ પાંચ છ વર્ષનાં થયાં ત્યાંથીજ પોતા વિષે રહેલા વિનયાદિ સહજ ગુણોથી માતા પિતા વિગેરે સર્વ સંબંધીઓના મનને સંતોષ પમાડતાં હતાં, જ્યારે દશ વર્ષની ઉમરનાં એ બાઈ થયાં, તેટલામાં તો પોતાના પિતાના પ્રયત્નથી તથા પોતાની સંસ્કારવતી બુદ્ધિથી સારો વિદ્યાભ્યાસ કરી સ્ત્રીકેલવણીનાં ધર્મનાં પુસ્તકો વાંચતા હતાં, પછી તે બાઈનો વિવાહ સંવત ૧૯૩૮ ના સાલમાં થયો હતો, ત્યાર પછી એ ધર્મવતી બ્હેન સ્વધર્માચરણથી તથા પોતાની સૌ ઉપર માયાળુતાથી સર્વને અત્યંત પ્રિય હતાં, તેવા સદગુણને લીધે એમના પિતા એને વડોલ પુત્ર સમાન ગણી અત્યંત પ્યાર રાખતા, તથા

પોતાના વ્યવહારના દરએક કામમાં એમની સલાહ લેતા હતા, એટલામાં એ ધર્મવતી બેહેનને દૈવ ઈચ્છાથી ક્ષય રોગ લાગુ થયો તેથી કેટલાક માસ માંદગી ભોગવી આખરે આ ચાલુ સંવત ૧૯૪૪ ના જ્યેષ્ટ વદી ૯ ને દિને રાત્રિ સમય પોતાના પ્રાણથી અધિક બાળકને વિસારીને તથા માન્ય માતા પિતા વિશે રહેલી માયાળુતાને સંકેલી, સર્વ સંબંધીઓના મનને શોક ઉપજાવતાં છેલ્લાં પ્રણામ કરીને પોતાના ઉત્તમ ગુણો તથા સ્વધર્માચરણ જન્ય પુણ્યને માત્ર સાથે લઈ કીર્તિરૂપ પોતાનું શરીર કાયમ રાખી સ્વર્ગવાસી થયાં. એ ધર્મવતી બાઈને જે કોઈ એકવાર પણ મળ્યું હશે તેને તેમનું સ્વલ્પ વયમાં થયેલું મરણ જાણી આંખમાં અશ્રુ પડયા વગર રહ્યું હશે નહી. વળી તે સદ્ગુણી બાઈને હમેશ પોતાની બેહેનપણી સ્ત્રિઓને ધર્મ વિષેની તથા સંસારી કેલવણી મલવાની ઘણી ઈચ્છા રહેતી હતી, તે ઉપરથી એ સ્વર્ગવાસી બાઈના પિતાજીએ પોતાની વાહાલી પુત્રીની કોઈ ચોકસ યાદગિરી રાખવા તથા તેની ઈચ્છા પરીપુર્ણ કરવા સારૂ આ **સ્ત્રી ધર્મ પ્રકાશ** નામનો લધુ ગ્રંથ મારી પાસે રચાવી છપાવી આ ધર્મવતી બાઈના નામ સ્મરણાર્થે પ્રસિદ્ધ કરાવ્યો છે. છેલ્લાં અમારી ઈશ્વર પાસે એજ પ્રાર્થના છે કે આ પુસ્તક વાંચવાથી પવિત્ર બેહેનોને જે કંઈ આનંદ થાય, બોધ મળે, અને જે કાંઈ પોતાના

ધર્મમાં પ્રીતિ બંધાય તેથી થતું પુણ્ય સ્વર્ગવાસી બેહેન ગોકીબાઇને ઈશ્વર અર્પણ કરો.

દેશ કલ્યાણાર્થે આવો ઉત્તમ ગ્રંથ રચાવી એ બાઈના પિતા શેઠજી નારાયણદાસ ઠાકરસી મૂળજીએ ગુજરાતી કન્યાશાળામાં તથા સદ્ગુણી સ્ત્રીઓને ભેટ આપવા સારૂ જથાબંધ આ પુસ્તકની નકલ ખરીદી ઘટતો આશ્રય આપ્યોછે અને હવે તેમાંની મારી પાસે થોડીજ નકલો વેચવાની રહીછે.

## હરિ ગીત છંદ.

એ ઈશ સોંપુંછું તને ગુણિયેલ ગોકીબાઈને,
સંભાળ એની રાખજે તરતીબ રીતે ધાઈને.
નિજ નિકટમાં રાખી સદા વિધવીધ લાડ લડાવજે,
સદગૂણ એનાં જોઈને સ્થિર પદ અમૂળુ આપજે.

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

હે ગોપાળ કૃપાળ બ્હાલ ધરિ તું આ સ્તુતિ કાને ધરી,
ગોકીબાઈ સુશીળને નિકટમાં નીવાસ આપો હરી.
સ્ત્રી ધર્મે પતીવ્રત તેમ સુગુણી માયાળુ શ્યાણી ઘણી,
વૈકુંઠે વસનારને રિઝવસે નીપૂણતા એતણી.

લા૦ શાસ્ત્રી ભગવાનજી પ્રભુરામ,

સ્ત્રી ધર્મપ્રકાશના કર્તા.

## સાંકળિયું.





# શુધ્ધી પત્ર.

| પાનું. | લીટી. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧ | પંજકમાં | પંકજમાં |
| ૧૧ | ૮ | એવી | એવાં |
| ૧૨ | ૧૨ | પ્રસદ થકી | પ્રસાદ થકી |
| ૧૨ | ૨૨ | થવથી | થવાથી |
| ૨૧ | ૧૧ | બજાઓને | બીજાઓને |
| ૨૩ | ૩ | સત્યાભામા | સત્યભામા |
| ૨૩ | ૧૭ | શ્રકૃષ્ણ | શ્રીકૃષ્ણ |
| ૨૭ | ૧૪ | રાઠૅથ્યા | શાથ્યા |
| ૩૦ | ૭ | પ્રેમ પૂવક | પ્રેમ પૂર્વક |
| ૩૬ | ૨ | મનને | મનનો |
| ૩૬ | ૧૧ | વાષે | વિષે |
| ૪૬ | ૨૩ | આસ | આસા |
| ૭૭ | ૧૦ | તેને | તેણે |
| ૧૦૭ | ૬ | આપણે | આપણને |
| ૧૧૮ | ૧૩ | સંબંધાઓનો | સંબંધિઓને |

૩૫૨૩

## શ્રીગણેશાયનમઃ

# અથ સ્ત્રી ધર્મ પ્રકાશ

## પ્રારંભઃ



### ગણપતિ સ્તુતિઃ

(ગીતિઃ)

ગણપતિ પદ પંજકમાં પ્રેમ ધરીને કરૂં નમસ્કાર
વિઘ્ન હરી મતિદે પ્રભુ, થાય મનોરથ પુરણ ગણાધાર.—૧

### શ્રી રામ સ્તુતિઃ

અમળ કમળ દળ લોચન, જગદીશ્વર લક્ષ્મણાગ્રજનિ રામ
વંદું સીતા પ્રિયતમ, એક સ્ત્રી નિયમ ધારિ અભિરામ.—૨

### પતિવ્રતા પ્રતાપઃ

(શાર્દૂલ વિક્રીડિત છંદઃ)

પોતે વિષ્ણુ મહેશ આ જગતના, સૃષ્ટા વિધાતા નકી;
મૂંનો દેવ બધા બીહે મન વિષે, સાધ્વીતણા ભે થકી. ૧.

પોતાના બહુ તેજથીજ ક્ષણમાં, ત્રીલોકને બાળવા;
છે તે પુણ્યવતી સમર્થ જગમાં, મિથ્યા ન તે તો થવા. ૨.

# ધર્મો જયતિ.

## પ્રકરણ ૧ લું.

### સદાચરણ ગૌરી અને નિત્યાનંદ.

ઉમંગપુર નામે શેહેર હતું; ત્યાંના રેહેવાસીઓ ફાગણ મહીનામાં રંગ પંચમીને દિવસે પોતપોતાનાં કુટુંબ કબીલા સહિત મોટી ખુશીથી શેહેર બાહાર અંબામાતાની વાડીએ ઉજાણીએ ગયાં હતાં. તેમાં સદાચરણ ગૌરી નામે પતિવ્રતા સ્ત્રી પણ પોતાના પતિ નિત્યાનંદ સાથે ગઈ હતી.

ત્યાં સઘળાં માણસો ભેગાં થયાં એટલે કેસરીયા રંગની ધુમ ચાલી, સ્ત્રીઓ પુરૂષોપર અને પુરૂષો સ્ત્રીઓપર રંગની રેડ કરતાં હતાં. સદાચરણ ગૌરી અને તેનો પતિ એ બેઉ જણ તો ત્યાંથી ઉઠી એક આંબાના ઝાડ તળે જઈ બેઠાં; અને પેલાંઓની નિર્લજ ચાલપર દલગીર થવા લાગ્યાં. જ્યારે પેલાં બેશરમ નરનારીઓ રંગે રમી ધરાયાં કે તુરત ભોજનશાળામાં જઈ સઉ જમ્યાં; પાન સોપારીનો મુખ-વાસ કર્યો; અને મૂર્ખતાને લીધે અવિવેક વાપરી એક બીજાની ઠેકડી કરવા લાગ્યાં. આથી સદાચરણ ગૌરી ઘણી શરમે ભરાઈ અને તેઓની મર્ખતાનો મનમાં શોક કરવા લાગી; જેથી મુખની કાન્તિ ઝાંખી થઇ ગઈ હતી. આવું તેના પતિયે જોયું એટલે તે બોલ્યો પ્રાણપ્રિયા, આજે તું આ પશુ જેવાં નરનારીઓની રમતથી કંટાળી ગઈ હોય, એમ મને લાગેછે.

મારી પ્રિયા ચાલ, આપણે અહીંથી જઈ આ પાસેના સુંદર વનની શોભાનો બહાર લઈએ. તેણે કહ્યું પ્રાણનાથ ચાલો, આ ટોળાંમાં આપણું કામ નથી.

આમ કહી સદાચરણ ગૌરી અને તેનો પતિ ત્યાંથી વન ભણી ચાલ્યાં. વનનો રળિયામણો દેખાવ જોતાં જોતાં સત્યા નદીને કીનારે આવી પુગાં. પગે ચાલતાં તેઓ ઘણાં દૂર નીકળી ગયાં તેથી સદાચરણ ગૌરીને થાક લાગી એટલે પોતાના પતિને કેહેવા લાગી કે, હે પ્રાણનાથ, જો આપની ઇચ્છા હોય તો પેલો ટેકરીપરવડનું ઝાડ છે તેની નીચે જઇ જરા આરામ લઈએ. નિંત્યાનંદે મુખ મલકાવી કહ્યું કે પ્રિયા, ચાલ આપણે જરા આરામની જરૂર તો છે, એમ કહી વડ નીચે જઈ બેઠાં.

હવે પેલું પ્રીતિપાત્ર જોડું તે વડ નીચે બેસી વનની શોભા જોતું હતું તેટલામાં સદાચરણ ગૌરીને પેલાં સ્ત્રી પુરૂષોની નિર્લજ ચાલનો ખેદ કરતાં એક ગાયન યાદ આવ્યું અને તે બોલી.

## પદ.

(નાથ કેસે ગજકો બંધ છુડાયો—એ રાહ.)

સ્ત્રીજન કેમ ભલો ધર્મ તમારો
નથી જગમાં એ વિનાં આરો. સ્ત્રીજન કેમ૦

વેદશાસ્ત્ર પુરાંણની મધ્યે, પ્રકાશિ જે રહ્યો સારો
હરિહર બ્રંહ્માદિક બધાયે, કરતા વખાંણ હજારો. સ્ત્રીજન કેમ. ૧.

પતિવ્રતવાળી ભાળી સ્ત્રીને, વિબુધ નમી દે ઉતારો
રક્ષણ તેનું કરવા દાસ થઈ, ઝુમ્યા રહે એ ધારો. સ્ત્રીજન કેમ. ૨.
પતિવ્રતવાળી નારી રૂપાળી, જાણો સૂખ પેટારો
દુર્ગુણી નિશ્ચય અતિશે ભયંકર, દુઃખઅગની અંગારો. સ્ત્રીજન. ૩.
શીખો ધર્મ શીખવો અન્યને, માર્ગ તજાવો નઠારો;
પતિવ્રત સમ નથિ દૈવત બીજું, ઉરે ઉમંગ વધારો. સ્ત્રીજન. ૪.
સજિ પતિ સેવા સરસ ઘરેણાં, શરીર સુંદરતા વધારો.
ચોગમ કીર્તિ વિમળ પસારી, માન કુસ્ત્રીનું ઉતારો. સ્ત્રીજન. ૫.
તપવ્રત તીર્થ કરે નથિ સિદ્ધિ, શાસ્ત્ર વચન એમ વિચારો,
સદગતિ સ્ત્રીને સ્વામિસેવાથી, નિશ્ચય છે એ હમારો. સ્ત્રીજન. ૬.
સર્વ કામના જેથિ પુરાએ, તેને તમે ન વિસારો
ભાવ ભલો અંતર ધરો સેવો, કોદિ કરો ન અકારો. સ્ત્રીજન. ૭.
જુઓ ચરિત્ર વિચિત્ર સતીનાં, અદ્ભૂત સર્વ વિહારો.
અંગ રૂવાટાં થાય ઉભાં એ, માર્ગ વિશેષ ન્યારો. સ્ત્રીજન. ૮.
સતિ વૃંદાનાં પતિવ્રત બળથી, સ્વામિ જેનો ભયકારો
હણતાં તેને શિવ બહુ હાર્યા, અચરત એ શું ન ધારો. સ્ત્રીજન. ૯.
ભાંગ્યુ પતીવ્રત હરિયે કપટથી, ત્યાં સુધિ અસુર નઠારો
મુઓ નહીં બહુ શસ્ત્ર પ્રહારે, પતિવ્રત બળ એ વીચારો.
સ્ત્રીજન. ૧૦.
જેનાં કુળમાં સ્વામિ ભક્ત છે, સ્ત્રી ગુણી કુળતરૂ ક્યારો
વિપત પછી શી તેને જગમાં, શો સુખનોય ઉધારો.
સ્ત્રીજન. ૧૧.

દાસિપણે સંતોષો સદાયે, દુર તજિ વિષય વિકારો
તન મનથી કરવી પતિ સેવા, ધર્મ પરમ એ તમારો.
સ્ત્રીજન. ૧૨.

નારાયણદાસ કૃપાથિ મલ્યો છે, લાભ અતુલ ગુણકારો
જો અવસર એ ચૂકી જશો તો, ઠામ નથી પછિ સારો.
સ્ત્રીજન. ૧૩.

ગાયન સમાપ્ત થતાં સદાચરણ ગૌરીની આંખે દૂરથી વાઘપર બેસીને આવતી, એક સ્ત્રીનો આકૃતિ દેખાઈ; તેવીજ પોતાના પતિને કેહેવા લાગી કે, જુઓની! પેલું શું દેખાયછે? તે કોઈ દેવી સરખી મને લાગેછે. નિત્યાનંદે કહ્યું, પ્રાણપ્રિયા તારૂં કેહેવું ખરૂં છે; સાચેજ એ કોઈ દેવી તો છેજ.

તે દેવી જ્યારે થોડી દૂર રહી ત્યારે સદાચરણ ગૌરી પોતાના પતિની આજ્ઞા લઈ ઉતાવળી તેની પાસે ગઈ અને વિનયથી પ્રણામ કીધો. દેવીએ આશિર્વાદ આપ્યો કે હે પુત્રિ તારૂં સૌભાગ્ય અખંડિત રહો. તેણે તથાસ્તુ કહી નમ્ર વાણીથી વિનંતી કરી કે, માતુશ્રી આપ આ વનમાં કેમ ફરોછો? અને ઉદાસી સરખાં કેમ દીસોછો? તેનું કારણ શું છે? તે કૃપા કરી કહેશો? દેવીએ કહ્યું કે હે પુત્રિ સાંભળ, પ્રથમ હું વસ્તીમાં રેહેતી હતી, પણ હાલમાં કેટલાએક મનુષ્યોએ મારો અનાદર કર્યો જેથી, આ વનમાં ભટકુંછું; અને ઉદાસી પણ છું. એટલું કહી દેવીએ સદાચરણ ગૌરીને પુછયું જે, હે પુત્રિ તું શા સારૂ આ વનમાં આવીછે? ત્યારે સદાચરણ ગૌરી બોલી જે આજે હું મારા પતિ સહિત અં-

બામાતાની વાડીએ કેટલાંક સ્ત્રી પુરૂષો સાથે ઉજાણીએ ગઈ હતી, ત્યાં તેઓની નિર્લજ ચાલ જોઈ કંટાળીને મારા પતિ સહિત આ વનમાં આવી અને શોચ કરૂંછું.

ત્યારે દેવી બોલી કે હે પુત્રિ તારો જન્મ ધન્ય છે. સદાચરણ ગૌરી બોલી કે, હે માતુશ્રી કેટલાંક તો સ્ત્રીઓના જન્મને નિંદેછે, ને તમે ધન્ય કેમ કહોછો? ત્યારે દેવીએ કહ્યું કે હે પુત્રિ તે ખરૂં છે, પણ દુરાચરણથી ચાલનારી સ્ત્રીઓનો જન્મ નિંદ્ય છે, અને સદાચરણથી ચાલનારી સ્ત્રીઓનો જન્મ તો ધન્ય જ છે; તે વિષે કહું તે સાંભળ.

સ્ત્રીઓ પતિની સેવા વડે મેહેનત વગર જે ફળને પામેછે તે ફળને બીજાઓ ઘણી મેહેનતથી પણ મેળવી શકતા નથી. માટે સ્ત્રીઓને પતિ સેવાનો પ્રભાવ કંઈ સાધારણ નથી. સ્ત્રીઓનો પતિની સેવા વડે અસાધારણ પ્રભાવ થાયછે. તેવિષે માર્કંડેય પુરાણમાં કહ્યુંછે કે પૂર્વે પતિની ભક્તિ કરનારી એવી કોઈ બ્રાહ્મણની સ્ત્રીએ, પતિભક્તિના પ્રભાવે કરી સૂર્યોદય બંધ કર્યો હતો માટે સદાચરણથી ચાલનારી સ્ત્રીઓનો જન્મ કોઈ રીતે અધમ કહી શકાતો નથી. કેમકે જે જન્મ વડે સ્ત્રીઓને પતિ સેવાથી શું શું ઈચ્છા કરેલું મળતું નથી? સર્વ ઈચ્છેલું મળેછે. આ લોકમાં સારા યશનો ફેલાવ થાયછે, ને અંતે ઉત્તમ લોકની પ્રાપ્તિ થાયછે, ત્યાં પણ પતિની સાથે દેવસમાન સુખ ભોગવેછે ને પાછો આ લોકમાં જન્મ પામે ત્યારે પણ પુણ્યના પ્રભાવથી જેમાં જરા પણ દુઃખ નથી એવું સર્વ જાતનું સુખ ભોગવવામાં આવેછે એટલે

દ્રઢ શરીર, ઇચ્છિત ધન, તેવાં ઘર, અનુકૂળ એવા પુત્ર પૌત્રાદિક, ઇત્યાદિ સર્વ સુખ સદાચરણથી ચાલનારાં સ્ત્રી પુરૂષોને પ્રાપ્ત થાયછે. તેમ સર્વ સંબંધીઓ પણ તેમને અનુંકૂળજ મળેછે; જેમના સ્વભાવ એક બીજાથી વિરૂદ્ધ થતા નથી; એવી રીતે તેમને જરા પણ દુઃખ થતું નથી. ત્યારે કોઇ કેહેશે કે સ્ત્રીઓનો જન્મ ચાહે તેમ હોય પણ પરાધીન હોવાથી નિંદા કરવા લાયક છે, તો તેમ નથી. સદાચરણથી ચાલનારી સ્ત્રીઓ પોતાના પતિને અમુલ્ય ગુણ રૂપરત્ને કરી વશ કરેછે, ને તે તેમનો ઇશ્વર છે; માટે ઇશ્વર પ્રસન્ન થાય તેમને બાકી શું દુર્લભ રહે? કાંઈ પણ રહે નહીં.

એવાં દેવીનાં વચન સાંભળીને સદાચરણ ગૌરીએ નમ્રત્તા પૂર્વક પૂછ્યું કે, હે માતુશ્રી આપે જે કોઈ બ્રાહ્મણની સ્ત્રીએ પતિભક્તિના પ્રભાવે કરી સૂર્યોદય બંધ કર્યો હતો એ કથાનક માર્કંડેય પુરાણમાં છે તેવિષે જે ટુકમાં આગલ કહ્યું, તો તે મને વિસ્તારથી સાંભળવાની ઇચ્છા છે માટે આપ કૃપા કરીને સંભળાવશો.

એવાં સદાચરણ ગૌરીનાં વચન સાંભળીને પ્રસંન થઈ દેવી, બોલી કે હે પુત્રિ તે પતિવ્રતાનું વૃત્તાંત હું તને વિસ્તારથી કહું તે એકાગ્ર મને કરી સાંભળ.



## પ્રકરણ ૨ જુ.

### કૌશિક બ્રાહ્મણ અને તેની પતિવ્રતા સ્ત્રી.

પૂર્વે પ્રતિષ્ઠાન નામના શેહેરમાં કોઈ કૌશિક એવે નામે બ્રાહ્મણ રેહેતો હતો. તે પૂર્વ જન્મના પાપે કરી કુષ્ટ રોગથી પીડાતો હતો. તે એવો રોગી છતાં તેની સ્ત્રી તેના પગ ચોલવા, અંગ ચાંપવાં, નવરાવવા, લુગડાં પેહેરાવવાં, ભોજન કરાવવું, શ્લેશ્મ, મૂત્ર, વિષ્ઠા, રૂધિરના પ્રવાહનું ધોવું, અને તેની એકાંતમાં ચાકરી કરવી, તથા પ્રિય બોલવું, એટલાં વાનાં વડે તેની દેવની પેઠે પુજા કરતી હતી.

એવી રીતે સદાય તેની વિનયથી પુજા કરવા છતાં પણ, તે અતિ ક્રોધિ તથા કઠોર હૃદયનો હોવાથી તેનો તિરસ્કાર કરતો હતો. તોપણ નમ્ર એવી તે સ્ત્રી અતિ બીભત્સ એવા પોતાના પતિને દેવ રૂપ તથા સર્વથી શ્રેષ્ટ માનતી હતી. હવે બ્રાહ્મણોમાં ઊત્તમ તે, ફરવા હરવામાં અશક્ત છે તોપણ પોતાની સ્ત્રીને કેહેવા લાગ્યો કે, સૂર્યોદય વખતે રાજ માર્ગમાં જે વેશ્યા મેં દીઠી તે જોયા પછી મારા હૃદયમાંથી ખસતી નથી, જો તે સુંદર અંગવાળી મને પ્રાપ્ત નહીં થાય તો હું મરીશ. અને હાલ રાત્રિ થઈ માટે હે ધર્મને જાણનારી મને તેને ઘેર લઈ ચાલ. એવાં પોતાના પતિનાં વચન સાંભળીને સારા કુળમાં ઉત્પન્ન થયેલી, મોટાં ભાગ્યવાળી તે પતિવ્રત્તા સ્ત્રી મજબુત કમર બાંધી, સાથે ઘણું ધન લઈ, પોતાની ખાંધ ઉપર બેસાડીને ધીરે

ધીરે ચાલવા લાગી, ચોમાસાની અંધારી રાતેં વિજળીના ઝળકારાથી દેખાતા રાજ માર્ગે પોતાના સ્વામીનું પ્રિય કરવા ઇચ્છતી તે બ્રાહ્મણની સ્ત્રી જાય છે. તેટલામાં ચોર નથી તો પણ ચોરની શંકાએ કરી શૂળી ઊપર ચડાવેલા અતિ દુઃખથી પીડિત માંડવ્ય નામના રૂષિને સ્ત્રીના ખભા ઉપર બેઠેલા તે કૌશિક બ્રાહ્મણે પગથી હલાવ્યા. પગ લાગવાથી ક્રોધાયમાન થયેલા માંડવ્ય રૂષિયે તેને કહ્યું કે, જેણે અતિ દુઃખિત એવા મને હલાવ્યો તેથી મને અતિ દુઃખ થયું. માટે પાપ બુદ્ધિવાળો મનુષ્યમાં અધમ તે, સૂર્યોદય વખતે પરવશ થઈ પ્રાણથી મુક્ત થશે, એમાં સંશય નહી. એવો અતિ દારૂણ તે શાપ સાંભળી તેની સ્ત્રીએ મનમાં દુઃખ પામી કહ્યું કે, સૂર્ય ઉદયજ નહીં થાય. એ રીતે તેના કેહેવાથી સૂર્યોદય ન થયો, તેથી ઘણા દીવસ જેવડી મોટી રાત્રિ થઈ. એ જોઈ દેવતાઓ ભય પામ્યા ને કેહેવા લાગ્યા કે, વેદ ભણવો, અગ્નિ હોત્ર સ્વધા સ્વાહા, ઈત્યાદિ શબ્દ રહિત આ બધું કેમ થયું? શું જગત ક્ષય પામેછે? દિવસ રાત્રિની વ્યવસ્થા વિના માસ તથા રૂતુ પણ જણાતાં નથી, ને તે વગર દક્ષિણાયન તથા ઉત્તરાયણ જણાતાં નથી, અને તે વગર સંવત્સર કાળ તો ક્યાંથીજ જણાય? અને તે વિના બીજા કાળનું જ્ઞાન પણ જણાય નહીં. પ્રતિવ્રતાના વચને કરી સૂર્યનો ઉદય થતો નથી. સૂર્યોદય વિના સ્નાન દાનાદિ ક્રિયા થતી નથી, અગ્નિ પ્રજવળિત થતો નથી, ત્યારે યજ્ઞ તો ક્યાંથીજ થાય? ને હોમ વિના આપણે ખાવાનું ક્યાંથી મળે? આપણે ધાન્યાદિકની સિદ્ધિ વાસ્તે વૃષ્ટિએ કરી તે મનુષ્યોને અનુગ્રહ કરીએ છઇએ. તેથી ઔષધિ

ઉત્પન્ન થાય છે, તેણે કરી તે મનુષ્યો યજ્ઞ કરી આપણી પૂજા કરેછે. એ રીતે યજ્ઞાદિકે કરી પૂજન કરેલા આપણે તેમની કામના પૂર્ણ કરીએ છઈએ. આપણે નીચે વરસીએ છઈએ અને મનુષ્યો ઉપર વરસેછે. આપણે જળનો વરસાદ કરીએ છઈએ ને મનુષ્યો હવિષ્ય વરસે છે. જે વડે આપણને નિત્ય તથા નૈમિત્તિક ક્રિયા આપે છે ને કેટલાક દુષ્ટ બુદ્ધિવાળા લોભિયા યજ્ઞના ભાગને પોતે ખાઈ જાયછે, તેમના નાશ વાસ્તે આપણે જળ, સૂર્ય, અગ્નિ, વાયુ, તથા પૃથ્વીને દૂષિત કરીએ છઈએ ત્યારે દુષ્ટ થયેલા જળાદિકના ભોગે કરીને તેમનાં મરણ વાસ્તે અતિ ભયંકર ઉત્પાતો ઉત્પન્ન થાયછે. અને જેઓ આપણને પ્રસન્ન કરી બાકીનું વધેલું ખાય છે તે મહાત્માઓને આપણે ઉત્તમ લોકમાં વાસ આપીએ છઈએ. એ બધું પ્રાતઃકાળ થયા વિના થાય નહીં. માટે હવે કેમ દિવસ ઉગે એમ દેવતાઓ પરસ્પર કેહેવા લાગ્યા. એ રીતે યજ્ઞના નાશથી ભય પામેલા એકઠા મળેલા દેવતાઓનું વચન સાંભળી તેમને બ્રહ્માજીએ કહ્યું કે, હે દેવતાઓ તેજે કરીને તેજ અને તપે કરીને તપ શાન્ત થાય, માટે હું કહું તે મારૂં વચન તમે સાંભળો.

પતિવ્રતાના માહાત્મ્યથી સૂર્ય ઉદય થતો નથી તેથી મનુષ્યોને તથા તમને હાનિ થાયછે. માટે સૂર્યના ઉદયની કામના સારૂ તપસ્વિની તથા પતિવ્રતા અત્રિ રૂષિની સ્ત્રી અનસૂયાને પ્રસન્ન કરો.

એવાં બ્રહ્માનાં વચન સાંભળી દેવતાઓએ અત્રિ રૂષિની

સ્ત્રી અનસૂયાને પ્રસન્ન કર્યાં. ત્યારે તેણે કહ્યું કે, શું તમારી ઇચ્છા છે? તે માગો. ત્યારે દેવતાઓએ કહ્યું કે પૂર્વની પેઠે દિવસ થાઓ. એવાં દેવતાઓનાં વચન સાંભળીને અનસૂયાએ કહ્યું કે, હે દેવતાઓ પતિવ્રતાનું માહાત્મ્ય કોઈ રીતે પણ હણાય નહી; માટે સતી એવી તે સ્ત્રીને પ્રસન્ન કરી હું દિવસ કરીશ. જે રીતે પાછી દિવસ રાત્રિની વ્યવસ્થા થશે ને તે સાધ્વીનો પતિ પણ નાશ નહીં પામે એમ દેવતાઓને કહી પવિત્ર એવી અનસૂયા તે પતિવ્રતાને ઘેર ગયાં. ત્યારે તેણે કુશળ પુછ્યું, અને પછી અનસૂયા તેને પુછવા લાગ્યાં કે, હે કલ્યાણિ તારા સ્વામિના મુખદર્શનથી તું આનંદ છે? અને સમગ્ર દેવતાઓથી તારા સ્વામિને તું અધિક માનેછે? હે સાધ્વિ, પતિની સેવાથી મને પણ મોટું ફળ પ્રાપ્ત થયુંછે. એવી રીતે સર્વ કામના ફળની પ્રાપ્તિથી વિઘ્ન ટળી ગયાં. હે સાધ્વિ મનુષ્યોએ પાંચ પ્રકારનાં કરજ સર્વદા દેવાં જોઈએ તેમ પોતાના વર્ણ ધર્મે કરી ધનનો સંગ્રહ પણ કરવો. પછી સંગ્રહ કરેલાં ધનનો વિધિથી પાત્રનેવિષે ઉપયોગ કરવો. અને સત્ય, સરળતા, તપ, દાન તથા દયા એટલાં વાના હમેશ રાખવાં ને શાસ્ત્રે કહેલી ક્રિયા રાગદ્વેષ છોડી દઈ શ્રદ્ધા તથા ભક્તિથી હમેશ કરવી. તેથી હે સાધ્વિ મનુષ્ય મોટાં દુઃખે કરી પોતાની જાતિને યોગ્ય એવા બ્રહ્માદિક લોકને ક્રમે કરી પામે ને સ્ત્રીઓ તો પુરૂષોએ દુઃખે કરી સંપાદન કરેલાં પુણ્યનું અર્ધ પતિની સેવાએ કરીનેજ પામેછે. સ્ત્રીઓને પતિની સેવા શિવાય યજ્ઞ, શ્રાદ્ધ તથા ઉપવાસ કાંઈ પણ નથી. સ્ત્રીઓ તો સ્વામિની સેવાથીજ ઇચ્છિત લોકને પામેછે, માટે હે સાધ્વિ હે મોટા

ભાગ્યવાળી પતિની સેવામાં સદાય તારે તત્પર રેહેવું. કેમકે ભર્ત્તા છે તેજ સ્ત્રીની પરમ ગતિ છે. પતિવ્રતા સ્ત્રી પોતાનો સ્વામી સત્કર્મ વડે જે કાંઈ દેવ તથા પિતૃનું પૂજન કરે તેનું અર્ધ પતિની સેવાએ કરીનેજ ભોગવેછે. એવાં અનસૂયાનાં વચન સાંભળી આદર પૂર્વક તેનો સત્કાર કરી તે પ્રત્યે આવી રીતે વચન કેહેવા લાગી કે, દેવતાઓએ પણ જેને જોઈ એવી હું, તમે અનુગ્રહ કર્યો માટે ધન્ય છું. હે સ્વભાવથી કલ્યાણરૂપ, મને પતિની ભક્તિવિષે શ્રદ્ધા વધારોછો તે હું પણ જાણુંછું કે સ્ત્રીઓને પતિ સમાન કોઈ ગતિ નથી. માટે તેને પ્રસન્ન કરવાથી સ્ત્રીઓની આ લોકમાં રૂડી કીર્ત્તિ થાય, ને પરલોકમાં સારી ગતિ થાયછે. હે યશસ્વિનિ, પતિના પ્રસાદથકી સ્ત્રી મુવા પછી પણ સુખને પામેછે, માટે સ્ત્રીઓનો પતિ જ દેવ છે. હે કલ્યાણિ હે મોટાં ભાગ્યવાળી અહીં મારે ઘેર આપ જે પધાર્યાં તે મને તથા મારા સ્વામિને શું કરવાની આજ્ઞા કરોછો? એવાં તે બ્રાહ્મણીનાં વચન સાંભળી અનસૂયા કેહેવા લાગ્યાં કે ઈંદ્ર સહિત દુઃખિત થયેલા દેવતાઓ મારી પાસે આવી તારાં વાક્યથી સત્કર્મ જેમાં થાય એવી દિવસ રાત્રિની વ્યવસ્થા ટળી ગઈ, તે મને કહી પૂર્વની પેઠે અખંડિત દિવસ રાત્રિની વ્યવસ્થાની યાચના કરેછે. તે વાસ્તે હું તારી પાસે આવીછું ને વળી હું કહું તે મારાં વચન સાંભળ.

દિવસનો અભાવ થવાથી સમગ્ર યજ્ઞ કર્મનો અભાવ થયો ને તેનો અભાવ થવાથી હે તપસ્વિનિ, દેવતાઓ પુષ્ટિને પામતા નથી ને દિવસ ટળિ જવાથી સર્વ કર્મનો નાશ થયો,

ને કર્મનો નાશ થવાથી અનાવૃષ્ટિને લીધે જગત નાશ પામશે માટે હે સાધ્વિ તું જો જગતની આપત્તિ ટાળવાને ઇચ્છતી હો તો પ્રસન્ન થા. ને પૂર્વની પેઠે પાછો સૂર્યોદય થાઓ. એવાં અનસૂયાનાં વચન સાંભળી પાછું બ્રાહ્મણીએ કહ્યું કે તે વાત તો ખરી પણ હે મોટાં ભાગ્યવાળી માંડવ્ય ઋષિએ અતિ ક્રોધે કરી મારા સ્વામિને આવા રીતે શાપ દીધોછે જે સૂર્યોદય થયે તું નાશ પામીશ. એવાં તેનાં વચન સાંભળી અનસૂયાએ કહ્યું કે હે કલ્યાણિ જો તુને રુચતું હોય તો હું તારાં વચનથી તારા સ્વામિને પૂર્વની પેઠે નવા દેહવાળો કરૂં. હે કલ્યાણિ પતિવ્રતા સ્ત્રીઓનું માહાત્મ્ય મારે સર્વથા પૂજવા લાયકછે માટે હું તને માન આપુંછું. ત્યારે તે બ્રાહ્મણની સ્ત્રીએ કહ્યું કે ઠીક: તેમ હો. એમ કહ્યું ત્યારે તપસ્વિની અનસૂયાએ અર્ઘ્ય હાથમાં લઈ તે મોટી રાત્રિવિષે સૂર્યને બોલાવ્યા ત્યારે પ્રફુલ્લિત કમળના સરખી લાલ જેની આકૃતિ છે એવા ભગવાન સૂર્ય ઉદયાચળમાંથી દેખાયા તેટલામાં તે પતિવ્રતાનો સ્વામી પ્રાણ રહિત થઈ પૃથ્વી ઉપર પડ્યો. પડતાં તેને તેની સ્ત્રીએ ગ્રહણ કર્યો. તે વખતે અનસૂયા તેને કહેવા લાગી કે હે કલ્યાણિ તારે ખેદ કરવો નહીં ને પતિની સેવાથી પ્રાપ્ત થયેલું મારૂં તપોબળ જો! હાલજ દેખાડુંછું. રૂપથી, સ્વભાવથી, બુદ્ધિથી, વાણીના માધુર્યાદિક ભૂષણે કરી ક્યારેય પણ પતિસમાન જો બીજા પુરૂષને હું નં જોતી હઊં તો તે સત્ય વડે આ બ્રાહ્મણ વ્યાધિ રહિત પાછો યુવાવસ્થાવાળો થઈ જીવિતને પામો. ને સો વર્ષ સુધી પોતાની સ્ત્રીને સહાય થાઓ. હું ભર્તા સમાન બીજા

દેવતાઓને પણ જો ન જોતી હઉં તો તે સત્યથી આ બ્રાહ્મણ રોગ રહિત થઈ પાછો જીવતો થાઓ. કર્મ, મન તથા વાણીએ કરીને ભર્તાનું આરાધન કરવામાં જેવો મારો મનોરથ નિત્ય છે તેમ આ બ્રાહ્મણ જીવતો થાઓ. એટલું અનસૂયાએ કહ્યું તેટલામાં તે બ્રાહ્મણ, પોતાની કાન્તિએ કરી ઘરને શોભાડતો જરા રહિત જાણે દેવ હોયની! તેવો રોગ રહિત યુવાવસ્થાવાળો થઈ ઉભો થયો. તે વખતે આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઈને દેવદુંદુભિ વાગવા લાગ્યાં. ને દેવતાઓએ હર્ષ પામી અનસૂયાને કહ્યું કે હે કલ્યાણિ દેવતાઓનું મોટું કામ તેં કર્યું માટે વર માગ. હે તપસ્વિનિ દેવતાઓ તને વરદાન આપે છે. અનસૂયાએ કહ્યું કે બ્રહ્માદિક દેવતાઓ જો મને પ્રસન્ન થઈ વરદાન આપતા હોય ને હું પણ વરદાન આપવા યોગ્ય તમારા સંમતમાં હઉં તો બ્રહ્મા, વિષ્ણું ને મહેશ્વર એ ત્રણે દેવ મારા પુત્રપણાને પામો ને ક્લેશની મુક્તિ વાસ્તે ભર્તા સહિત હું યોગને પામું. એમ થાઓ. એમ કહી બ્રહ્મા વિષ્ણું તથા શિવ છે આદિ જેમાં એવા તે દેવતાઓ, તપસ્વિની અનસૂયાની પ્રશંસા કરતા ત્યાંથી ગયા.

એટલી કથા સંભળાવી દેવીએ કહ્યું કે હે પુત્રિ જે અત્રિ રૂષિની સ્ત્રી અનસૂયાએ તે પતિવ્રતાના પતિને જીવતો કર્યો ને પ્રસન્ન થયેલા દેવતાઓના વરદાનથી બ્રહ્મા, વિષ્ણું તથા મહેશ્વર એ ત્રણ દેવ મારા પુત્ર થાઓ એમ માગણી કરી તે અનસૂયાએ શ્રી રામચંદ્રજી જ્યારે વનમાં પધાર્યા હતા, ત્યારે પોતાને આશ્રમે આવેલાં શ્રી રામની ધર્મ પત્ની સીતાજીને પણ બોધ કર્યો હતો.

એવાં દેવીનાં વચન સાંભળી સદાચરણ ગૌરીએ મોટા હર્ષથી વળી પુછ્યું કે હે માતુશ્રી તે સીતાજીને, અનસૂયાએ કેવી રીતે બોધ કર્યો હતો એ વૃતાંત મને વિસ્તારથી સંભળાવવા કૃપા કરશો.

એવાં સદાચરણ ગૌરીનાં વચન સાંભળી દેવીએ કહ્યું કે હે પુત્રિ તે કથા સાંભળવાવિષે તારો ઉત્સાહ જોઈ હું પ્રસન્ન થઈ છું. માટે તે વૃત્તાંત વિસ્તારથી હું તને કહું તે એકાગ્ર ચિત્તે કરી તું સાંભળ.

## પ્રકરણ ૩ જું.

### અનસૂયા અને સીતા.

જ્યારે શ્રી રામચંદ્રજી વનવાસમાં અત્રિ રૂષિને આશ્રમે પધાર્યા, તે વખતે રામે પ્રેરણા કરેલાં સીતાજીએ અત્રિ રૂષિની સ્ત્રી અનસૂયા પાસે તેના આશ્રમમાં જઈ, તેને પ્રણામ કરી કુશળતા પુછી ત્યારે મોટાં ભાગ્યવાળી અનસૂયાએ સીતાજીને કહ્યું કે, હે સીતે તું, "હું ક્ષત્રી કન્યા તથા રાજપુત્રી છું માટે વનવાસ કેમ જાઊં." એવા બળિષ્ટ ગર્વનો ત્યાગ કરી પિતા દશરથે જેને વનમાં મોકલ્યાછે, એવા પોતાના પતિ રામની વાંસે જાયછે; એ ઘણું સારૂં છે. નગરમાં રહેલો કે વનમાં રહેલો, પોતાને અનુકૂળ વા પ્રતિકુળ, સારો વા નરસો, અતિ દુષ્ટ સ્વભાવવાળો, અતિકામી, નિર્ધન અથવા રોગી હોય તોપણ જે સ્ત્રીને

પોતાનો પતિ પ્રિય હોય તે સ્ત્રી, આ લોકમાં પરમ સુખ ભોગવી અંતે સ્વર્ગમાં જાયછે. કેમકે સારા સ્વભાવવાળી સ્ત્રીઓનું પરમદૈવત પતિજ છે. હે વિદેહ રાજાની પુત્રિ, સ્ત્રીએ અખંડ તપ કરવાની પેઠે આ લોક તથા પરલોકને વિષે ઇચ્છિત ફળ થવાનાં સાધને કરી ભજવા યોગ્ય પતિજ છે. કારણ હું વિચાર કરી જોઊંછું તો તેમનો હિતકારક પતિજ છે. તેના ઉપરાંત બીજા કોઈને હું અધિક જોતી નથી. હે સીતા કામવશ હૃદયવાળી પતિને આજ્ઞા કરનારી, વિષય સારૂ પતિની યાચના કરનારી ને પોતાની ઇચ્છા પ્રમાણે અહીં તહીં જનારી દુષ્ટ સ્ત્રી તારી પેઠે ગુણવાન અથવા ગુણ રહિત એવા પોતાના પતિની પાછળ જતી નથી. હે મૈથીલી નહીં કરવા યોગ્ય કાર્યને કરનારી જે દુષ્ટ સ્ત્રીઓ હોય છે તે અપયશ તથા ધર્મહીનપણાંને પામી અંતે નરકમાં પડેછે. ને તારા સરખી વિવેકી તથા ધર્મ જાણનારી જે સ્ત્રીઓ હોયછે તે પુણ્ય કરનારની પેઠે આ લોકમાં યશને પામી અંતે સ્વર્ગમાં જાયછે. માટે તું રામને અનુસર. અને પતિવ્રતાના ધર્મને પાળનારી, પતિજ છે દૈવત જેને એવી આચાર પાળનારી અને ભર્તાની સાથે ધર્માચરણ કરનારી થા. તેથી યશ તથા ધર્મને પામીશ.

એવાં અનસુયાનાં વચન સાંભળી તે પ્રત્યે સીતાજીએ કહ્યું કે, તમે મને શીખામણ આપોછો. એ આર્ય એવાં તમારે વિષે આશ્ચર્ય નથી. સ્ત્રીઓનો ગુરૂ પતિજ છે એમ તમે જે મને ઉપદેશ કર્યો, તેમજ મારા પણ જાણવામાં છે પોતાનો પતિ વખાણવા લાયક ચરિત્ર વગરનો તથા ઉપજીવિકા હીન હોય તોપણ મારા સરખી સ્ત્રીએ પોતાના સ્ત્રી

પુરૂષ રૂપ જોડાંમાં ભેદ ન પડે તેવી રીતે પ્રીતિયુક્ત થઈ તેના વિષે વર્ત્તવું. ત્યારે શ્રેષ્ટ ગુણને લીધે વખાણવા લાયક, દયાવાન, જીતેંદ્રિય, સ્થિર, પ્રીતિમાન તથા ધર્માત્મા એવા પતિ વિષે પૂર્વ કહ્યા પ્રમાણે સ્ત્રીએ વર્ત્તવું તેમાં શું આશ્ચર્ય ! એ પ્રમાણે કહી અનસૂયાને પ્રણામ કરી સીતાજી પોતાના સ્વામી શ્રી રામચંદ્રજી સહિત તેઓની આજ્ઞા માગી ત્યાંથી વિદાય થયાં.

એટલી કથા સંભલાવી દેવીએ કહ્યું કે હે પુત્રિ, પતિની સેવાના પ્રભાવથી સ્ત્રીઓને ત્રિકાળનું જ્ઞાન પણ થાયછે. તે વીષે માહાભારતના વનપર્વના ૨૦૬ઠા અધ્યાયમાં કહ્યુંછે.

એવાં દેવીનાં વચન સાંભળી સદાચરણ ગૌરીએ મોટા હર્ષથી પુછ્યું કે હે માતુશ્રી આપે કહ્યું જે પતિની સેવાથી સ્ત્રીઓને ત્રિકાળ જ્ઞાન થાયછે તે કથાનક મને વિસ્તારથી સંભળાવવા કૃપા કરશો.

એવાં સદાચરણ ગૌરીનાં વચન સાંભળી દેવીએ કહ્યું કે હે પુત્રિ તે કથા સાંભળવા વિષે તારી ઉત્કંઠા જોઈ હું આનંદ પામીછું. માટે હું તને વિસ્તારથી કહું તે સ્થિર મને સાંભળ.



# પ્રકરણ ૪ થું.

## કૌશિક બ્રાહ્મણ અને કોઈએક ગૃહસ્થની પતિવ્રતા સ્ત્રી.

પૂર્વે કોઈ વેદ ભણનાર તપસ્વિ અને ધર્મશીળ કૌશિક નામે શ્રેષ્ઠ બ્રાહ્મણ હતો. જે અંગ તથા ઉપનીષદો સહિત સર્વ વેદ ભણ્યો હતો. તે કોઈ દિવસે વેદનો ઉચ્ચાર કરતાં કોઈ વૃક્ષની નીચે બેઠો હતો. તેવામાં તે વૃક્ષ ઉપર બેઠેલી બગલી પક્ષિણિયે ત્યાગ કરેલી વિષ્ઠા તેની ઉપર પડી. ત્યારે તે જોઈને તે બ્રાહ્મણ ઘણો ક્રોધયુકત થઈ વૃક્ષ ઉપર ચારે કોર જોવા લાગ્યો જેથી તેણે તે બગલીને જોઈ, પછી તેણે તેનું માઠું થવાનું ચીન્તન કર્યું. કે તેજ વખતે તે બગલી વૃક્ષ ઉપરથી પૃથ્વી ઉપર આવી પડી. અને મૃત્યુને વશ થઈ. તેને જોઈને કરૂણાને લીધે સંતાપ પામેલો તે બ્રાહ્મણ, મોટો શોચ કરતાં કેહેવા લાગ્યો કે અરે!! ક્રોધને વશ થયેલા મેં આ ન કરવાનું કામ કર્યું! એ રીતે ઘણો ખેદ કરીને તે બ્રાહ્મણ ભિક્ષા માગવા સારૂ કોઈ શેહેરમાં ગયો ને પવિત્ર કુલવાનનાં જ્યાં ઘર હતાં ત્યાં ફરવા લાગ્યો. પછી ફરતાં ફરતાં કોઈ શ્રેષ્ઠ ગૃહસ્થના ઘર પ્રત્યે જઇને તેણે ભિક્ષા માગી. તે વેળા તે ગૃહસ્થની સ્ત્રી વાસણ માંજતી હતી, તેથી તેણે જબાપ આપ્યો કે, મહારાજ ઉભા રહો. એ પ્રમાણે કહ્યું એટલામાં તે સ્ત્રીનો ભુખ્યો થયેલો પતિ પોતાના ઘર પ્રત્યે આવ્યો, તેને જોઈ તે સ્ત્રીએ બ્રાહ્મણને ભીખ આપ્યા વગર પોતાના પતિનો સત્કાર કરી તેને બેસવા આસન આપ્યું, પછી તે સ્ત્રીએ પોતાના પતિને ચાર પ્રકારનાં ભોજનના પદાર્થો અર્પણ કરી જમાડયો.

વળી તે સ્ત્રી નિત્ય પોતાના પતિનું ઉચ્છિષ્ટ ભોજન કરનારી, પોતાના પતિનેજ દેવતા રૂપ માનનારી, તેને અનુસરી રેહેનારી, મન, કર્મ તથા વાણીએ કરી તેના વગર બીજાું કાંઈ ચીન્તન નહી કરનારી, સર્વ ભાવે કરી તેનામાંજ ભક્તિવાળી. તેની સેવા કરવામાંજ પરાયણ, સારાં આચરણ વાળી, પતિવ્રતે કરી યુક્ત, ઘરનાં કામકાજ કરવામાં ચતુર, પોતાના કુટુંબનું હિત ઇચ્છનારી, પિતાનું હિત થાય તે રીતે વર્ત્તનારી, દેવતા, અતિથિ, સસરા તથા સાસુની સેવા કરવામાં કુશળ, તથા નિરંતર ઈંદ્રિયોને નિયમમાં રાખનારી હતી.

એ રીતે તે સ્ત્રી પોતાના પતિની સેવા કરી પોતાના ઘરના દરવાજામાં ઉભેલા તે અતિથિ બ્રાહ્મણને મનમાં યાદ કરી લજ્જાયુક્ત થઇ હાથમાં ભીક્ષા આપવાનું પાત્ર લઈ તેની પાસે આવી. ત્યારે તે બ્રાહ્મણે તે સ્ત્રીને કહ્યું કે, હે શ્રેષ્ટ અંગવાળી તેં મને ઉભા રહો એમ કહી આટલી વાર કેમ ખોટી કર્યો? તરત ભિક્ષા શા સારૂ ન આપી?

એવાં તે બ્રાહ્મણનાં વચન સાંભળી અતિ ક્રોધાયમાન થયેલા અગ્નિ સરખા તેજવાળા તેને જોઈને તેપ્રત્યે તે સ્ત્રી કેહેવાલાગી કે હે વિદ્વાન, તમે મારો અપરાધ ક્ષમા કરવા યોગ્ય છો. મહારાજ મારૂં પરમદૈવત મારો પતિજ છે; માટે તેઓ ક્ષુધાયુક્ત થઈ ઘર પ્રત્યે આવ્યા તેની મેં સેવા કરી તેથી મને ભાક્ષા આપતાં વાર લાગી.

એવાં તેનાં વચન સાંભળી બ્રાહ્મણે કહ્યું કે, અરે!! તેં બ્રાહ્મણ કરતાં પોતાના પતિને અધિક માન્યો! માટે

તું ગૃહસ્થના ધર્મમાં રહીને બ્રાહ્મણોનું અપમાન કરેછે. અરે ! ! બ્રાહ્મણને ઈંદ્ર પણ નમેછે, ત્યારે પૃથ્વીવિષે મનુષ્ય નમે તેમાં શું આશ્ચર્ય ? તું બ્રાહ્મણોને ગણકારતી નથી તેનું કારણ એ કે તેં વૃદ્ધોની પાસેથી બ્રાહ્મણોનો મહિમા સાંભળ્યો નથી; જેઓ ક્રોધથી આખી પૃથ્વીને પણ બાળી નાખે એવા અગ્નિ સરખા છે.

એવાં તે બ્રાહ્મણનાં વચન સાંભળી તે ગૃહસ્થની સ્ત્રીએ કહ્યું કે, હે તપસ્વિ, હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, હું કાંઈ બગલી પક્ષિણી નથી, માટે તમે મારા ઉપર ક્રોધ મ કરો. આ ઉત્પન્ન થયેલા ક્રોધયુક્ત દૃષ્ટિથી તમે મને શું કરનાર છો ? હું દેવના સરખા તપસ્વિ બ્રાહ્મણોનો તિરસ્કાર કરતી નથી; માટે તમે મારો અપરાધ ક્ષમા કરવા યોગ્ય છો. હું બ્રાહ્મણના તેજને તથા તેઓના પરાક્રમને જાણુંછું, અગસ્ત્ય મુનિયે પી ન શકાય એવા સમુદ્રનું પાન કરી ખારો કર્યો, અને વાતાપિ દૈત્યને પેટમાં પચાવી નાંખ્યો હતો. તેમજ દંડકારણ્ય વિષે આજ દિન સુધી પણ જેઓનો ક્રોધરૂપી અગ્નિ શાંન્ત થયો નથી; એ આદિ બ્રાહ્મણોનું માહાત્મ્ય સંભળાયછે. હે બ્રાહ્મણ, બ્રાહ્મણો માહા ક્રોધી તથા ક્ષમાવાળા પણ હોય છે, માટે તમે મારો અપરાધ ક્ષમા કરવા યોગ્ય છો. ને મને તો પતિની સેવા કરવા સમાન બીજો કોઈપણ ધર્મ રૂચતો નથી. હું ભગવાન કરતાં પણ મારા સ્વામિને અધિક ગણુંછું; માટે એકાગ્ર ભાવથી તેનીજ સેવા કરવામાં તત્પર રહીછું. હે બ્રાહ્મણ, પતિની સેવા કરવાનું ફળ કેવું છે કે, તમે ક્રોધથી બગલી પક્ષિણીને બાળી તે મેં અહીં બેઠે જાણ્યું.

હે ઉત્તમ બ્રાહ્મણ, મનુષ્યના શરીરમાં રહેલો ક્રોધ મોટો શત્રુ છે, માટે જે ક્રોધ તથા મોહનો ત્યાગ કરે, તેનેજ દેવતાઓ બ્રાહ્મણ કહેછે. વળી જે સત્ય વચન બોલે, સેવાએ કરી પોતાના વડીલજનોને સંતોષ પમાડે, તથા કોઈ મારી જાય તોપણ તેની સાંમો થાય નહીં: એવાનેજ દેવતાઓ બ્રાહ્મણ કહેછે. જીતેંદ્રિય, ધર્મમાં તત્પર, વેદ ભણવામાં કુશળ, પવિત્રતાયુક્ત, તથા કામ ક્રોધ જેણે જીત્યાં છે, એવાનેજ દેવતાઓ બ્રાહ્મણ કહેછે. જેને સર્વ લોક પોતાના આત્મા સરખા છે, તથા જે પોતાના ધર્મમાં પ્રવર્ત્તમાન રહેછે, તેનેજ દેવતાઓ, બ્રાહ્મણ કહેછે. પોતે વેદ ભણે તથા બીજાઓને ભણાવે, યજ્ઞ કરે, અને બીજા-ઓને કરાવે, તથા યથા શક્તિ દાન આપે અને લે, બ્રહ્મ-ચર્ય પાળે, બોલવામાં ચતુર, વેદાભ્યાસ કરનાર, તથા શાંન્ત હોય તેનેજ દેવતાઓ બ્રાહ્મણ કહેછે. માટે તેવા સત્ય ભાષણ કરનાર બ્રાહ્મણનું મન અધર્મમાં જતું નથી. હે અતિથિ, બ્રાહ્મણોનો ધર્મ એવો છે કે, વેદ ભણવો, મન વશ રાખવું, સરળતા તથા ઈંદ્રિયોને વશ રાખવી, તેમાં પણ સત્ય તથા સરળતાને, ધર્મને જાણનાર પુરૂષો પરમ ધર્મ કહેછે. હે બ્રાહ્મણ શાશ્વત ધર્મ દુ:ખે કરી પણ જણાય તેવો નથી, જે સત્ય વિષેજ રહ્યો છે, તથા શ્રુતિરૂપ પ્રમાણથી જાણવામાં આવેછે, એમ વૃધ્ધ પુરૂષોનું કેહેવુંછે. હે બ્રાહ્મણમાં ઉત્તમ ધર્મ, અનેક કારણોથી ઘણો સૂક્ષ્મ છે, એમ દેખાય છે. તમે પણ ધર્મ જાણનાર, વેદ ભણનાર તથા નિરંતર પવિત્રતાયુક્ત છો, પણ તત્વથી ધર્મને જાણતા નથી; એમ મારી મતિ છે. માટે હે વિપ્ર, તમે ધર્મને જાણતા ન

હો તો મિથિલાપુરી પ્રત્યે જઈને ધર્મ વ્યાધને તે વિષે પુછો જે પોતાના માતા તથા પિતાની સેવા કરનાર સત્યવાદી તથા જીતેંદ્રિયછે, તે તમને સર્વ ધર્મ કેહેશે. માટે તમે ત્યાં જાઓ, ને મેં જે કંઈ નહીં કેહેવા યોગ્ય એવાં વાક્ય કહ્યાં હોય તે ક્ષમા કરવા યોગ્ય છો. કારણ જેઓ ધર્મને જાણનાર છે તેઓ સ્ત્રીઓને હણતા નથી.

બ્રાહ્મણે કહ્યું કે, હે સુંદર વ્રતવાળી સ્ત્રી હું તારી ઉપર પ્રસન્ન થયોછું; અને મારો ક્રોધ શાંન્ત થયોછે: તેં મને મારા કલ્યાણને વાસ્તે સારાં વાક્ય કહ્યાં; તારૂં કલ્યાણ થાઓ; હું મારાં કલ્યાણરૂપ કાર્યનું સાધન કરીશ.

એવી રીતે કહી તે સ્ત્રીની રજા લઈ બ્રાહ્મણમાં શ્રેષ્ઠ એવો તે કૌશિક પોતાના આત્માની નિંદા કરતો કરતો ત્યાંથી પાછો વળીને પોતાના ઘરપ્રત્યે ગયો.

એ પ્રમાણે ઈતિહાસ સંભળાવી વળી દેવીએ સદાચરણ ગૌરીને કહ્યું કે, હે પુત્રિ ભારતના વનપર્વના ૨૩૩) મા અધ્યાયમાં પાંડવની સ્ત્રી સતી દ્રૌપદીએ પણ શ્રીકૃષ્ણની સ્ત્રી સત્યભામાને સ્ત્રી ધર્મ વિષે બોધ કર્યો છે.

એવાં દેવીનાં વચન સાંભળીને સદાચરણ ગૌરીએ પુછયું કે, હે માતુશ્રી, દ્રૌપદીએ સત્યભામાને સ્ત્રી ધર્મ વિષે કેવી રીતે બોધ કર્યો છે, તે કૃપા કરીને વિસ્તારથી સંભળાવશો.



# પ્રકરણ ૫ મું.

## દ્રૌપદી અને સત્યભામા.

એવાં સદાચરણ ગૌરીનાં વચન સાંભળી તે પ્રત્યે દેવી કેહેવા લાગ્યાં કે, પૂર્વે બ્રાહ્મણો તથા માહાત્મા પાંડવો બેઠા હતા. તે વખતે દ્રૌપદી તથા સત્યાભામા એકાન્તને વિષે બેસીને હાસ્ય વિનોદથી કુરૂકુળ તથા યદુકુળ સંબંધી અનેક પ્રકારની વાતો કરતાં હતાં તે સમય શ્રીકૃષ્ણનો પ્રિય સ્ત્રી સત્રાજીતની પુત્રી સુંદર રૂપવાળી સત્યભામાએ એકાંતમાં દ્રૌપદીને પુછ્યું કે, હે દ્રૌપદિ તમે લોક પાળ સરખા મહા શૂરવીર અને દૃઢ અંગવાળા પાંડવો પ્રત્યે કેવા આચરણથી વર્ત્તોછો? હે કલ્યાણિ તે તમને વશ્ય કેમ થયાછે? અને તમારી ઉપર ક્રોધ કેમ કરતા નથી? હે પ્રિય દર્શનવાળી, પાંડવો નિરંતર વશ્ય તથા તમારૂંજ મુખ જોનાર છે તેનું કારણ શું? તે તમે મને યથાર્થ કહો. તમે શું સોમવારાદિવ્રત ઉપવાસાદિતપ, સંગમમાં સ્નાન, વશિકરણના મંત્ર યુક્ત ઔષધ, કામશાસ્ત્રની વિદ્યા, જપ, હોમ, તથા અંજનાદિનું સેવન કર્યુંછે? હે પાંચાલી તમારા સૌભાગ્યને વૃદ્ધિ કરનાર જે કોઈ વ્રતાદિ હોય તે મને કહો. કારણ જેણે કરી મારા પ્રિય પતિ શ્રીકૃષ્ણ પણ મને વશ થાય; એટલું કહી મોટા યશવાળી સત્યભામા વિરામ પામી. ત્યારે મોટા ભાગ્યવાળી પતિવ્રતા દ્રૌપદી તેને કેહેવા લાગી કે, હે સત્યભામા તમે મને દુરાચરણી સ્ત્રીઓનાં આચરણ પુછોછો તે મારાથી કેમ કહી શકાય?

હે સત્યભામા, શ્રી કૃષ્ણનાં સ્ત્રી એવાં તમે આવો પ્રશ્ન પુછો તથા આવા સંશય રાખો, એ કાંઈ તમને યોગ્ય નથી. પણ તેવી સ્ત્રીઓના સરખી બુદ્ધિવાળાં છો; માટેજ પુછોછો. જો સ્વામિ મંત્રાદિકથી મને વશ કરવા ચાહે છે એવી પોતાની સ્ત્રીને જાણે તો જેમ ઘરમાં રહેલા સર્પથી મનુષ્ય હમેશ ભયને પામે તેમ તેનાથી ભય પામે, ને વિશ્વાસ પણ તેનો કરે નહીં. ત્યારે તેવી સ્ત્રીઓને સુખ ક્યાંથી હોય? માટે સ્ત્રીને મંત્રાદિથી પતિ કદી વશ થતો નથી. કેટલીક દુરાચરણી સ્ત્રીઓ પોતાના પતિને વશ કરવા સારૂ કોઈની પાસેથી ઔષધ કરાવે છે, પણ તેમ કરનાર તથા કરાવનાર મોહાપાપી થાયછે. કેમકે તેથી પતિને નાના પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે, પછી તે થયેલા રોગને મ-ટાડવા સારૂ જેણે પ્રથમ ઔષધ આપ્યું હોય છે, તેની પા-સેથી લેછે તો તે, રોગને મટાડવા જાણતો નથી, તેથી તેને નાશ કરવાની ઈચ્છાથી વિષ આપેછે જેથી તેનો નાશ થાયછે.

હે સત્યભામા દુષ્ટ સ્ત્રીઓ પોતાના પતિને વશ કરવા સારૂ અનેક ઉપાય કરેછે, તેથી તે, જલંદરવાળા, કોઢીઆ, બાળ વગરના, પુરૂષાતન વગરના, જડ, અંધ તથા બેહેરા થાયછે. ત્યાર પછી પાપી પુરૂષને વિષે લંપટ એવી તે પાપી સ્ત્રીઓ, પોતાના પતિનો ત્યાગ કરીને જતી રહેછે. માટે હે સત્યભામા, કુળીન સ્ત્રીઓએ પોતાના પતિનું કદી અવળું કરવું નહી. હે મોટા યશવાળી સત્યભામા, હું મહાત્મા પાંડવોને વિષે જેવી વૃત્તિથી વર્ત્તુંછું તે કહું તે તમે સાંભળો.

હું અહંકાર, કામ તથા ક્રોધનો ત્યાગ કરીને પ્રયત્નથી

સદૈવ પાંડવોની સેવા કરૂંછું. તેમ ઈર્ષાનો ત્યાગ કરી તથા મનને વશ કરીને મારા પતિનાં ચિત્તને અનુસરૂંછું. તેમની સેવા કરવામાં હમેશ તત્પર, અભિમાન વગરની એવી હું સૂર્ય, અગ્નિ તથા ચંદ્ર સરખા મહા પરાક્રમી અને મહા પ્રતાપિ એવા મારા પતિ પાંડવોની સેવા કરૂંછું. હે સત્યભામા, કોઈ દેવતા ગંધર્વ તથા અલંકાર પેહેરેલો, યુવાવસ્થાવાળો તથા સારા દેખાવનો કોઈ પુરૂષ હોય તોપણ મને કદી માન્ય થાય નહીં. જો મારા પતિયે ભોજન ન કર્યું હોય તથા બેઠા ન હોય તો, હું ભોજન કરતી નથી, તથા બેસતી પણ નથી, કેવળ ઘરનાં કામકાજ કરૂંછું. મારા પતિ ક્ષેત્ર, વન અથવા ગામમાંથી આવતા હોય તો તેમને જોઈને હું ઉભી થઈ આસન તથા જળાદિ આપીને તેમને રાજી કરૂંછું.

વળી ઘરનાં સાહિત્યોને સાફ રાખનારી, વખતસર પોતાના પતિને ભોજન આપનારી, સાવધાન, ધાન્યાદિકની સંભાળ રાખનારી, શ્રેષ્ઠ તથા સ્વચ્છ આસન ઉપર બેસનારી, કોઈ દીવસે પણ તિરસ્કારપૂર્વક નહીં બોલનારી, દુષ્ટ સ્ત્રીઓના સંગ વગરની તથા આળસ્યરહિત હું નિત્ય પતિને અનુકૂળ રહુંછું. હું ઘરને વિષે અથવા બગીચાને વિષે કોઈ બીજા પુરૂષ સાથે એકાંન્ત ભાષણ તથા હાસ્યનો ત્યાગ કરૂંછું, અને ઘરના દ્વારપ્રત્યે ઉભતી પણ નથી. હું અતિહાસ્ય તથા અતિરોષનો ત્યાગ કરીને સદૈવ સ્વામિની સેવા કરવામાં તત્પર રહુંછું. હે સત્યભામા, જેમાં મારા પતિની પ્રીતિ ન હોય તે પદાર્થમાં મને કદી પણ પ્રીતિ થતી નથી.

હું જ્યારે મારા પતિ પ્રવાસમાં હોયછે ત્યારે પુષ્પ તથા ચંદનાદિકનો ત્યાગ કરીને વ્રતયુક્ત થઈને રહુંછું. મારા પતિ જેનું પાન, ભોજન તથા સેવન કરતા નથી તે સર્વનો હું ત્યાગ કરૂંછું, ને તેમના કેહેવા પ્રમાણે વર્ત્તુંછું. નિરંતર અલંકાર પેહેરેલી, પોતાના સ્વામિના હિતમાં તત્પર, પૂર્વે સાસુએ કહેલા કુટુંબના ધર્મને પાળનારી, નમ્રતાથી એકાગ્રચિત્તે કરી નિયમોને સેવનારી, સત્યધર્મ પાળતાં સહિત પતિની સેવા કરૂંછું.

હે શ્રીકૃષ્ણની સ્ત્રી સત્યભામા, સ્ત્રીઓને પતિનો આશ્રય કરવો એજ સનાતન ધર્મ છે. અને પતિજ દેવતા તથા ગતિરૂપ છે, એમ હું માનુંછું માટે તેમનું અપ્રિય કરનાર કોણ શ્રેષ્ઠ સ્ત્રીઓ હોયછે? સદૈવ પોતાના પતિની સેવા કરવામાં ગુથાએલી હું કોઈ દિવસે પણ તેમના કેહેવાથી ઉલટી ચાલતી નથી; તેમની ઈચ્છા વગર ભોજન કરતી નથી, તથા અલંકાર પણ પેહેરતી નથી; અને સાસુની નિંદા પણ કોઈ દહાડો કરતી નથી. હે સુંદર ભાગ્યવાળી સત્યભામા, એ રીતે પૂર્વે કહ્યા પ્રમાણે પતિની તથા વડિલ જનોની સેવાએ કરીને મારા પતિ મને વશ્ય છે. હું હમેશ શ્રેષ્ઠ તથા શૂરવીર પુત્રોનાં માતા એવાં મારાં સાસુ કુન્તાજીને ખાનપાનના પદાર્થો તથા વસ્ત્રાદિ અર્પણ કરી સેવા કરૂંછું, તેમ ક્યારે પણ તેમને ક્લેશ ઉપજાવતી નથી. હે સત્યભામા હું નિત્ય મારા સ્વામિની પેહેલાં ઉઠુંછું, અને તેઓ સુતા પછી શયન કરૂંછું. એજ તેમને વશ્ય કરવાનું મારૂં વશીકરણ છે. દુરાચરણી સ્ત્રીઓની પેઠે આચરણ કરતી નથી, ને તેમ કરવાની ઈચ્છા પણ રાખતી નથી. એ પ્રમાણે

દ્રૌપદીએ ધર્મયુકત વાકય કહ્યાં તે સાંભળીને સત્યભામા- એ ધર્માચરણી એવી દ્રૌપદીને સત્કાર કરીને કહ્યું કે, હે પાંચાળિ, હે યાજ્ઞસેનિ, હું તમારી પ્રાર્થના કરી કહુંછું કે, મેં તમને સખીઓની ઈચ્છા પૂર્ણ કરે એવાં હાસ્યનાં વાકય કહ્યાં તે ક્ષમા કરશો.

ત્યારે દ્રૌપદી તે પ્રત્યે કેહેવા લાગ્યાં કે, હે સત્યભામા, જેનાથી મોહ ટળી જાય અને સ્વામિનું ચિત્ત હરણ કરાય એવો માર્ગ કહુંછું જેને વિષે બરોબર વર્તશો તો તમે તમારા પતિનું મન પોતાની શોકયોભણી ન જવા દેતાં તમારાભણી ખેંચી સકશો. સ્ત્રીઓનું દૈવત દેવતા સહિત સર્વ લોકોને વિષે પતિ વિના બીજું કાંઈ નથી. જે પ્રસન્ન થવાથી સ્ત્રી- ઓને સર્વ કામના પ્રાપ્ત થાયછે, અને જે ક્રોધ પામવાથી સર્વનો નાશ થાયછે. સ્ત્રીઓને પતિની પ્રસન્નતાથીજ પુત્ર, અનેક પ્રકારના ભોગ, શટય્યા, શોભિતાં આસન, વસ્ત્ર, અલંકાર, પુષ્પ, ગંધ અને જગતમાં ઉત્તમ કીર્ત્તિ તથા સ્વર્ગલોકની પ્રાપ્તિ થાયછે. પણ હે સાધ્વી, કોઈને પણ સુખ ભોગવવાથી સુખ મળતું નથી, પણ તે કેવળ દુ:ખે કરીનેજ પ્રાપ્ત થાયછે. માટે તમે શ્રીકૃષ્ણમાં સ્નેહ રાખી કલેશ ભોગવીને પણ તેનું આરાધન કરો. તે આવી રીતે, કે તમે પોતાના પતિને આસન, સુગંધી પુષ્પ તથા ચંદનાદિ પદાર્થ આપી સરળપણાથી તેનું આરાધન કરો. જેવી રીતે શ્રીકૃષ્ણ "હુંજ એને પ્રિય છું" એમ જાણીને તમારૂંજ સેવન કરે; તેવી રીતે આળસરહિત થઈ કરો. તમે ઘરનાં દ્વાર પ્રત્યે આવેલા પોતાના સ્વામીનો શબ્દ સાંભળીને ઉભાં થઈ સા- વધાન રહો, અને જ્યારે તેઓ ઘરમાં આવે ત્યારે આસન

આપો નિરંતર તેની પુજા કરો. પતિયે હરેક કામ દાસી આદિને કહ્યું હોય તોપણ તમારે તે કામ પોતાને ઉઠીને કરવું, જેથી તમારા પતિ "આ સત્યભામા એકાગ્ર ભાવથી મારૂંજ ભજન કરેછે" એમ જાણે. તમને તમારા પતિ કાંઈ-પણ ગુપ્ત વારતા કહે તે તમારે કોઇને પણ કેહેવી નહીં, અને કોઈ તમારી શોકય શ્રી કૃષ્ણને કાંઈ પણ કહે તે જાણીને ક્રોધ કરવો નહીં. તમારા પતિને જે પ્રિય હોય તેમાં તમારે પ્રીતિ રાખવી. ઘણું ન બોલતાં, ગાફલતા છોડી દઈ નિરં-તર મનને નિયમમાં રાખો અને પ્રદ્યુમ્ન, તથા સાંમ્બાદિ તમારા પુત્રો છે, તોપણ તેમની પાસે એકાંન્ત સ્થાન વિષે કયારે પણ ઉભવું નહી. તમારે પાપકર્મ વગરની કુળવાન સ્ત્રીઓની સાથે મિત્રાઈ કરવી, પણ ક્રૂર, બીજાઓને પરા-ભવ કરવામાં સમર્થ, ઘણું ભોજન કરનાર, ચોરી કરનાર, દુષ્ટ તથા ચપળ, એવી સ્ત્રીઓની મિત્રાઈ કરવી નહી.

હે સત્યભામા, આ મારા કેહેના પ્રમાણે કરવાથી તમારાં સૌભાગ્યની વૃદ્ધિ, સ્વાર્થની પ્રાપ્તિ તથા શત્રુનો નાશ થશે માટે સારાં પુષ્પ, અલંકાર ચંદન અને સુગંધો પદાર્થ સેવવાવાળાં તમે પોતાના સ્વામીનું આરાધન કરો. એવાં દ્રૌપદીનાં વચન સાંભળી તેમની પ્રદક્ષિણા કરી સ્નેહથી હૃદય સાથે મળી પ્રશંસા કરતાં સત્યભામા શ્રીકૃષ્ણ સહિત રથમાં બેસી પોતાના પુર પ્રત્યે પધાર્યાં.

એ પ્રમાણે સંભળાવી વળી દેવીએ સદાચરણ ગૌરીને કહ્યું કે, હે પુત્રી સ્ત્રી ધર્મ વિષે બીજા ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં જે કહેલું છે તે કહું તે સાંભળ.



# પ્રકરણ ૬ ઠું.

## ધર્મશાસ્ત્રમાં કહેલા સ્ત્રીઓના ધર્મ.

કુલીન સ્ત્રીઓને પોતાના પતિરૂપ પરમેશ્વરની આરાધનાથીજ આલોક તથા પરલોકને વિષે સુખ થાયછે. માટે કુલીન સ્ત્રીઓએ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી આ ક્ષણભંગુર અને નાશવંત શરીર વડે આલોક તથા પરલોકમાં નિત્ય સુખ પ્રાપ્ત થવા સારૂ તથા પોતાના પિતા તથા પતિ બંનેના કુળનો ઉદ્ધાર કરવા સારૂ સદાચારથી વર્તી પોતાના પતિરૂપ પરમેશ્વરનું આરાધન કરવું.

પુરૂષને જેમ જનોઈ લીધા પછી પોતાનું સંધ્યાવંદનાદિ નિત્ય કર્મ કરવાની ફરજ છે, એટલે તેમ ન કરવાથી પાપી થવાયછે, તેજ પ્રમાણે સ્ત્રીઓને પણ લગ્ન થયા પછી ધર્મ શાસ્ત્રમાં કહેલા પોતાના ધર્મ પાળવાની ફરજ છે. માટે તે ન પાળવાથી તેઓ દોષયુક્ત થાયછે. વાસ્તે શાસ્ત્ર દ્વારા તથા પરંપરાગત સદાચાર જોઈ સ્ત્રીઓએ પોતાનો સદાચાર યથાર્થ પાળવો, તેમાં જરા પણ ચુકવું નહીં. કેમકે બ્રહ્માદિક દેવતા પણ જેની ઈચ્છા કરેછે એવું અમૂલ્ય મનુષ્ય શરીર પુણ્ય વિના પ્રાપ્ત થતું નથી. તેમાં પણ બધી ઈંદ્રિયો સ્વસ્થ, રૂડી બુદ્ધિ, સારા કુળમાં જન્મ, નિરોગીપણું, એવું અનુકૂળતાવાળું મનુષ્ય શરીર તો પરીપૂર્ણ પુન્યથીજ પ્રાપ્ત થાયછે. માટે કુળીન સ્ત્રીઓએ એવા શરીરને પામી યથાર્થ ધર્માચરણ કરી આ લોકમાં રૂડી કીર્ત્તિ તથા પરલોકમાં ઉત્તમ સુખ મળે તે રીતે આચરવું. જેનો પર-

મેશ્વર પતિજ છે એવી સ્ત્રીઓએ ચરણ સેવા વિગેરે તેની સેવા કરવી તથા તેને વિષે અનુકૂળ રેહેવું. તેનાં માત-પિતાની આજ્ઞા પાળવી અને નિરંતર તેનું વ્રત ધારણ કરવું, એ કુલીન સ્ત્રીઓનું લક્ષણ તથા ધર્મ છે. જે સ્ત્રી ઘરને લીંપીગુંપી સાફ રાખી વાસણ વિગેરે સાહિત્યોને સ્વચ્છ કરી ગોઠવી રાખે, અને ભૂષણાદિકથી શણગારી ઇંદ્રિયોને નિયમમાં રાખી નાના પ્રકારની કામનાથી પ્રેમપૂર્વક, નાના પ્રકારના સત્ય વાક્યે કરી વખતો વખત પતિની સેવા કરે; જે કાંઈ મળે તેમાં સંતોષ રાખનારી તેટલા ભોગમાં પણ લોભ રહિત, આળસ વગરની, પોતાના સ્વધર્મને જાણનાર, પ્રિય તથા સત્યવાણી બોલનાર, સર્વ કાર્યમાં સાવધાન, પવિત્ર મનવાળી, પ્રેમથી પોતાના પતિની સેવા કરનારી જે સ્ત્રી ઈશ્વર ભાવે કરી લક્ષ્મી જેમ પોતાના પતિ નારાયણને ભજેછે તેમ પોતાના પતિને ભજે તે સ્ત્રી નારાયણ સહિત લક્ષ્મી જેમ સુખ ભોગવેછે તેમ પોતાના પતિ સહિત પરલોકમાં પણ સુખ ભોગવે.

પતિનું પ્રિય તથા હિત કરનારી સુંદર આચારવાળી જીતેંદ્રિય એવી સાધ્વી સ્ત્રી આ લોકમાં રૂડી કીર્ત્તિ મેળવી પરલોકમાં ઉત્તમ ગતિને પામેછે. કુલીન સ્ત્રીઓએ સ્વામીની આજ્ઞા વગર ઘરમાંથી બાહાર જવું નહીં, શરીર ઉપર વસ્ત્ર ઓઢી રાખવું, જલદી ચાલવું નહીં. વણીક, ત્યાગી તથા વૃધ્ધ વૈદ્ય વગર બીજા પર પુરૂષ સાથે પોતે બોલવું નહીં. નાભિ દેખાય તે રીતે વસ્ત્ર પેહેરવું નહીં, પગની ઘુંટી સુધી વસ્ત્ર પેહેરી રાખવું, અંગ જુદા પડી દેખાય નહીં તે રીતે વસ્ત્ર ધારણ કરી રાખવાં, અતિ હાસ્ય કરવું

નહીં, પોતાનો સ્વામિ તથા તેના બંધુઓનો દ્વેષ કરવો નહીં. વેશ્યા, ધુતારી, ખરાબ વૃત્તિવાળી, કપટ કરનારી તથા ખરાબ શીલવાળી સ્ત્રીઓ સાથે વ્યવહાર રાખવો નહીં. અને તેમની પાસે ઉભવું પણ નહીં. કેમકે તેવી સંગતથી કુલીન સ્ત્રીઓનું ચરિત્ર દૂષિત થાય છે. ઉપર કહેલો આચાર સ્ત્રીઓને વિવાહ પછી જાણવો. કેમકે તેની પેહેલાં બાળકપણાને લીધે વિશેષ ઉઘાડાદિક દૂષણરૂપ કેહેવાય નહીં, ને પછી થાય તો તેની કીર્તિ રૂપ ચંદ્રમા કલંકરૂપ થાયછે. આ જે આચાર કહ્યો તેનું કારણ એટલુંજ કે, કુલીન સ્ત્રીઓની બહુધા કરી અંતર્શુદ્ધિ તો હોય, તથાપિ શાસ્ત્રમાં કહેલો પોતાનો આચાર ન જાણ્યા તથા ન પાળવાથી છતી અંતર્શુદ્ધિએ લોકો પાછળથી તેની અપકીર્ત્તિ કરે. તે આવી રીતે કે ફલાણી સ્ત્રી તો ઉઘાડે માથે આંટા દેતી હતી. વસ્ત્ર પણ સમું ક્યાં પેહેરે છે ? એને લાજવાળી કોણ કહે ? ઈત્યાદિ અનેક તરેથી દુર્જન માણસો તેની ફોગટ અપકીર્ત્તિ કરે, એ પણ એક જાતનું મરણ છે. ને કહ્યા પ્રમાણે આચાર પાળનાર કુલીન સ્ત્રીની પાછળથી શત્રુઓ પણ પ્રશંસા કરે. તે આવી રીતે કે, અહો ! અમુક પુરૂષની સ્ત્રીનાં શું વખાણ કરીએ ! જેની પગની પેની પણ કોઈએ દીઠી નથી. ઈત્યાદિ અનેક રીતે પાછળથી પ્રશંસા થાય તો તે સ્ત્રી મુવા પછી પણ જીવતીજ છે. ત્યારે પરલોકમાં તો તેનું રૂડું થાય તેમાં શુંજ કેહેવું? માટે ધર્મશાસ્ત્રમાં કહેલો આચાર કુલીન સ્ત્રીઓએ જરૂર પાળવો. અને પોતાનાં સારાં ચરિત્રોથી પોતાના ભર્ત્તારૂપ પરમેશ્વરને પ્રસન્ન કરવા. જેથી જન્મ દેનાર માતાપિતા પણ એમ

જાણે કે, આવું કન્યારૂપી રત્ન ભલે અમારે પેટે અવતર્યું, જેણે અમારા કુળને ઉજાળ્યું. તેમજ સાસરીયાં પણ કહે જે દીકરાને વહુ આપો તો એવીજ મળજો.

એ રીતે કહ્યા પ્રમાણે આચાર પાળી સર્વ કુટુંબીને સંતોષ કરનાર સ્ત્રીનો જન્મ સફળ છે. બાકી તો પશ્વાદિકની પેઠે આ સંસારમાં અનેક જન્મેછે તથા મરેછે.

સ્ત્રીઓએ પોતાના પતિ વિના બીજા દેવની પુજા કરવી નહીં. કેમકે સ્ત્રીઓને પતિની સેવા એજ ધર્મ, અર્થ અને કામનું સાધન છે. માટે કુલીન સ્ત્રીઓએ પતિ રૂપ પરમેશ્વરને સંતોષ કરવા સારૂ પતિની પેહેલાં વેહેલું ઉઠી પોતાનો દેહ શુદ્ધ કરી સ્વામી ઉઠયા પછી બીછાનું ઉપાડી, ઘરને સાફ કરી, ઠામ વાસણ શુદ્ધ કરી, પછી જોવા લાયક એવાં તે સ્વચ્છ વાસણ જળથી ભરી, મુકવાં ને સ્થાનકે સારી રીતે રાખી, પછી રસોઈ ઘરનાં ઠામ વાસણને પણ બાહાર તથા અંદરથી ધોઈ, છાણ માટીથી ચૂલો સાફ કરી તેમાં લાકડાં સહિત અગ્નિ નાખી, પછી ઘ્રત તથા તેલનાં વાસણને સંભાલી, ઈત્યાદિ ઘરનાં કામ કરી, પછી પોતાનાં સાસુ સસરાને પ્રણામ કરવા. ને સાસુ સસરાએ, સ્વામીએ, માતપિતાએ, ભાઇએ તથા મામા ઈત્યાદિએ આપેલાં વસ્ત્ર, અલંકાર તથા રત્ન ધારણ કરવાં. મન, વાણી તથા કર્મે કરી છાયાની પેઠે પતિની આજ્ઞાને અનુસરવું, સ્વચ્છ બુધ્ધિ રાખવી, પતિના હિત રૂપ કાર્ય કરવામાં મિત્રની પેઠે રેહેવું, આજ્ઞા કરેલું કામ દાસીની પેઠે કરવું, એવી રીતે પતિની સેવા કરનારી સ્ત્રી ભાર્યા એટલે પતિએ ભરણપોષણ કરવા

લાયક થાયછે. એવી રીતે ભાર્યાએ રસોઈ તૈયાર કરી વૈશ્વ દેવે કરી પવિત્ર થયેલું અન્ન પતિને તથા ઘરનાં સર્વ જણને પીરસી ભોજન કરાવવું. પછી પતિની આજ્ઞાથી બાકી રહેલાં અન્નનું પોતે ભોજન કરી, આપણે શું આવક તથા ખરચ છે ઈત્યાદિ ઘરનાં કામથી બાકીનો દિવસ કાહાડવો.

એ રીતે કુલીન સ્ત્રીએ હમેશ સાંજ સવાર ઘરની શુધ્ધિ કરી રસોઈ તૈયાર કરી સ્વામી વિગેરે ઘરનાં સર્વ જણોને જમાડી, પછી પોતે જમી, બાકી રહેલું ઘરનું પરચુટણ કામકાજ કરી, સુંદર બીછાનું બિછાવી પતિની સેવા કરવી. એ રીતે પતિ સુતાં પછી સારી રીતે શુધ્ધ વસ્ત્ર પેહેરી, સાવધાન થઈ, સ્વામીમાં ચિત્ત રાખી, ઈંદ્રિયોને નિયમમાં રાખી પોતે શયન કરવું.

વળી હે પુત્રી કુલીન સ્ત્રીઓએ ઉંચે સ્વરે તથા કઠોર વાણીથી બોલવું નહીં, વારંવાર કોઈને બરકવું નહીં, કોઈની સાથે વાદ કરવો નહીં, તથા ફોગટ વચન પણ બોલવું નહીં. ઘરના ખરચ વાસ્તે સ્વામીએ આપેલાં ધનમાંથી બચાવ કરવો. ધર્મ તથા અર્થમાં વિરોધ આવે તેવી રીતે આચરવું નહીં. ગાફલતા, ઉન્માદ, ક્રોધ, અદેખાઈ, નિંદા, ચાડી, હિંસા, વિષય, મોહ, અહંકાર, નાસ્તિકપણું, સાહસ, ચોરી, ઢોંગ, એટલા દુર્ગુણનો પણ ત્યાગ કરવો. એ રીતે સર્વ દુર્ગુણો છોડી દઈ પોતાના પરમ દૈવત રૂપ પતિની સેવા કરવી. એ પ્રમાણે વર્ત્તનારી સ્ત્રી આ લોકમાં યશને પામી પરલોકમાં પોતાના પતિ સહિત ઉત્તમ સુખને ભોગવેછે. હે પુત્રી આ તને સ્ત્રીઓનું નિત્ય કર્મ કહ્યું. હવે રજસ્વાલા સ્ત્રીએ કેમ વર્ત્તવું તે સાંભળ.

રજો દર્શન થાય ત્યારે તે સ્ત્રીએ સર્વ આભુષણનો ત્યાગ કરી કોઈ ન જાણે તે રીતે અંતર્ગૃહમાં રેહેવું, એક વસ્ત્ર પેહેરી રાખવું. કૃશ તથા દીન રેહેવું અને પૃથ્વી ઉપર સુવું, સ્નાન કરવું નહીં, એ રીતે ત્રણ દિવસ કાહાડી નાખવા. પછી ચોથે દિવસે સ્નાન કરી, હમેશાનાં વસ્ત્ર ધારણ કરી, રવિનો ઉદય થયા પછી પોતાના સ્વામિનું મુખ જોઈ ધર્મથી શુધ્ધ થયેલી પવિત્ર એવી તે સ્ત્રીએ પાછું પૂર્વની પેઠે ઘરનું કામ કરવું. સ્ત્રીને પતિ સમાન નાથ તથા પતિ સમાન સુખ પણ નથી. માટે ધન તથા સર્વસ્વ છોડી દઈને સ્ત્રીએ પતિની શરણે થવું. કેમકે પિતા, પુત્ર તથા માતા એ ત્રણે પ્રસન્ન થયે સ્વલ્પ આપે છે, અને પ્રસન્ન થયેલો પતિ સર્વસ્વ આપેછે. માટે સર્વસ્વ આપનાર પતિની કોણ સ્ત્રી સેવા ન કરે?

એ પ્રમાણે ધર્મશાસ્ત્ર સંબંધી ઈતિહાસ કહી વળી દેવીએ સદાચરણ ગૌરીને કહ્યું કે, હે પુત્રી પૂર્વે કોઈ સાવિત્રી નામની માહા પતિવ્રતા સ્ત્રી થઈ ગઈ છે જેણે પોતાના માહાપતિવ્રતના પ્રભાવથી પોતાના મરણ પામેલા પતિને જીવતો કર્યો હતો. તે સાંભળી સદાચરણ ગૌરીએ વિનય પૂર્વક કહ્યું કે હે માતુશ્રી, તે માહા પતિવ્રતા સાવિત્રીએ પોતાના મરણ પામેલા પતિને કેવી રીતે જીવતો કર્યો હતો? તે ઈતિહાસ વિસ્તારથી મને કૃપા કરી સંભળાવશો? ત્યારે દેવી કેહેવા લાગ્યાં કે હે પુત્રી સાંભળ.

# પ્રકરણ ૭ મું.

## પતિવ્રતા સાવિત્રી અને તેનો પતિ સત્યવાન.

પૂર્વે મદ્રદેશને વિષે અશ્વપતિ નામે રાજા હતો, તે ધર્માત્મા, બ્રહ્મણ્ય, મહાત્મા, સત્યવાદી, જીતેંદ્રય, યજન કરનાર, દાન દેનાર, પોતાની પ્રજાને પ્રિય, સર્વ પ્રાણીના હિતમાં પ્રીતિ રાખનાર, ક્ષમાવાન તથા સત્ય બોલનાર હતો. તેને પેટે કાંઈ પણ સંતાન નહીં હોવાથી વૃદ્ધાવસ્થામાં બહુ સંતાપ કરવા લાગ્યો. તે, સંતાનને માટે નાનાપ્રકારના નિયમો પાળતો ને ધર્મને રસ્તે ચાલતો, થોડો દિવસ રહે તેવે ટાંણે એક વખત સ્વલ્પ આહાર કર્તો, અને સાવિત્રીને નામે અગ્નિમાં હજારો આહુતી આપતો. એ રીતે નિરંતર નિયમ પાળતાં જ્યારે અઢાર વર્ષ પુરાં થયાં, ત્યારે અગ્નિ કુડમાંથી પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરી સાક્ષાત સાવિત્રી નીકળી, ને પ્રસન્ન થઈ રાજાને કેહેવા લાગી કે, હે પાર્થિવ, તારૂં શુદ્ધ બ્રહ્મચર્યવ્રત, ઈંદ્રિયોને વશ રાખવાના નિયમ તથા તારી ભક્તિથી હું તારી ઉપર પ્રસન્ન થઈછું; માટે તારે ધર્મ વિષે કાંઈ પણ આળસ કરવું નહીં, અને તારે જે કાંઈ ઈચ્છા હોય તે તું મારી પાસે વર માગ.

એ પ્રમાણે સાવિત્રીનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ કહ્યું કે, હે દેવિ શાસ્ત્રકારોએ, "બ્રાહ્મણ અને સર્વ કોઈએ ધર્મની વૃદ્ધિ થવા માટે સંતાન ઉત્પન્ન કરવાં જોઈએ એજ પરમ ધર્મ છે" એમ કહ્યું છે, અને તેથીજ હું આ પ્રમાણે વ્રત તથા નિયમ આચરૂંછું. માટે તમે પ્રસન્ન થયાં હો તો મારાં કુળની વૃદ્ધિ થાય એવા ઘણા પુત્રો મને આપો.

સાવિત્રીએ કહ્યું કે હે રાજા, મેં પ્રથમથીજ તારા મનને અભિપ્રાય જાણીને તને સંતાન થવા સારૂ ભગવાંન બ્રહ્માને કહ્યુંછે. માટે તેના પ્રસાદથી થોડા વખતમાં તારે એક મહા તેજસ્વિ કન્યા અવતરશે, હવે તારે કાંઈ બોલવું નહીં. કેમકે, બ્રહ્માની આજ્ઞાથી પ્રસન્ન થઈને મારે જે કેહેવાનું હતું તે તને કહ્યુંછે.

એ પ્રમાણે સાવિત્રીનાં વચન સાંભળીને અશ્વપતિ રાજાએ "બહુ સારૂં" એમ કહી તેને પ્રસન્ન કરી. પછી જ્યારે સાવિત્રી અંતરધ્યાન થઈ ત્યારે પાછો અશ્વપતિ રાજા પોતાનાં પુર વિષે આવીને શૂરવાર એવો તે, ધર્મે કરી પ્રજાને પાલન કરતાં પોતાનાં રાજ્ય વિષે રહ્યો. અને થોડોક કાળ વ્યતીત થયા કેડે નિયમિત છે વ્રત જેનું એવા તે રાજાએ પોતાની ધર્મચારિણી એવી મોટેરી રાણી વિષે ગર્ભ ધારણ કર્યો.

મનુની પુત્રી એવી તે રાણીનો ગર્ભ, શુકલ પક્ષમાં આકાશને વિષે ચંદ્રમા જેમ પ્રતિ દિવસ વૃધ્ધિ પામે તેમ વૃધ્ધિ પામવા લાગ્યો. પછી પ્રસવ વખત આવ્યો ત્યારે તે રાણીને કમળ સરખા નેત્રવાળી કન્યા ઉત્પન્ન થઈ, તેના જાત કર્માદિ સંસ્કાર તે અશ્વપતિ રાજાએ કર્યા. પછી તેના પિતા તથા બ્રાહ્મણોએ મળી હોમથી પ્રસન્ન થયેલી સાવિત્રીએ તે કન્યા આપી માટે તેનું નામ સાવિત્રી પાડ્યું. પછી મૂર્ત્તિમાન લક્ષ્મી સરખી તે રાજકન્યા દિવસે દિવસે વૃધ્ધિ પામવા લાગી, અને કાળે કરી યુવાવસ્થાને પ્રાપ્ત થઈ. સુવર્ણની પ્રતિમા સરખી સુંદર અંગવાળી તે કન્યાને

જોઇ "આ દેવકન્યા છે" એમ સર્વે લોકો માનતાં હતાં. કમળ સરખાં નેત્રવાળી તે કન્યાનાં તેજોમય સ્વરૂપથી અંજાઇને કોઇપણ વર તેને વરવાનો હીંમત કરતો ન હતો.

પછી કોઈ પર્વણીને દિવસે તે કન્યા મસ્તક પર્યંત સ્નાન કરી, ઉપવાસ રાખી, દેવ મંદિરમાં જઈ, વિધિથી અગ્નિમાં હોમ કરી, બ્રાહ્મણોની પૂજા કરી, દેવ પ્રસાદી પુષ્પમાળા લઈ, મૂર્તિમાન લક્ષ્મી સરખો તે કન્યા પાછી પોતાના પિતા પાસે આવી પુષ્પમાળા નિવેદન કરી, ચરણને અભિવંદન કરી, હાથ જોડી પિતાની પાસે ઉભી રહી. તે વખતે અશ્વપતિરાજા પોતાની યુવાવસ્થાને પ્રાપ્ત થયેલી, કોઇપણ વર વરવાની હીંમત કરી શકતો નથી એવી, દેવી સરખાં રૂપવાળી કન્યાને જોઈને દુઃખ પામી અને કેહેવા લાગ્યો કે, હે પુત્રિ, તુને પરણાવવાનો વખત પાસે આવ્યો પણ કોઈ મારી પાસે તારી યાચના કરતું નથી, માટે તું તારી પોતાની મેળે ગુણે કરી પોતા સરખા ગુણવાન ભર્ત્તાને શોધી લે. તને જે વર પસન્ન આવે તે મને કેહેજે એટલે હું વિચાર કરી તારૂં તેને દાન આપીશ, માટે તું ઈચ્છિત્ત વરને શોધી કાહાડ. હે કલ્યાણિ ધર્મશાસ્ત્ર વિષે કહેલું બ્રાહ્મણો પાસેથી મેં સાંભળેલું છે તે હું તને કહું તે સાંભળ.

વખત થયે કન્યાનું દાન ન આપનાર પિતા, રજસ્વલા થયા પછી સ્નાન કરેલી પોતાની સ્ત્રીનો ત્યાગ કરનાર પતિ, અને પિતા મરી ગયા પછી પોતાની માતાનું રક્ષણ ન કરનાર પુત્રની સઘળા લોક વિષે નિંદા થાયછે. માટે હે

પુત્રિ, તું આ મારાં વચન સાંભળી ભર્ત્તાનો જલદી શોધ કર, ને દેવતાઓને જે રીતે હું નિંદ્ય ન થાઉં તેમ કર.

એ રીતે પોતાની દુહિતા સાવિત્રીને તથા વૃદ્ધ મંત્રિઓને કહી, વાહનાદિકનો બંદોબસ્ત કરી આપ્યો, અને વર શોધવા જવાની આજ્ઞા કરી. તે વખતે તપસ્વિની એવી તે સાવિત્રી કન્યા પોતાના પિતાનાં વચન સાંભળી લજ્જાયુક્ત થઇ તેના ચરણમાં મસ્તક નમાવી ત્યાંથી ગઈ. પછી તે, સુવર્ણના રથમાં બેસી વૃદ્ધ મંત્રિઓની સાથે રાજ ઋષિઓના રમણિક તપોવનમાં ગઈ, ત્યાં માનવા લાયક વૃદ્ધ તપસ્વિઓના ચરણોમાં મસ્તક નમાવી ક્રમે કરી સર્વ વન વિષે ફરવા લાગી.

એ પ્રમાણે અશ્વપતિ રાજાની કન્યા સાવિત્રી સર્વ તીર્થોને વિષે બ્રાહ્મણોને ઘણું ધન આપતી આપતી તે તે સ્થાન પ્રત્યે ફરતી હતી.

પછી મંત્રિઓ સહિત સાવિત્રી સર્વ તીર્થ તથા આશ્રમો પ્રત્યે જઈ, મદ્રદેશનો અધિપતિ એવો પોતાનો પિતા તથા નારદજી સભામાં બેઠા બેઠા વાતો કરતા હતા તેટલામાં પોતે ત્યાં આવી. નારદજી સહિત બેઠેલા પિતાને જોઈ તે બંનેને મસ્તક વડે ચરણમાં અભિવંદન કર્યું. તે વખતે નારદજીએ અશ્વપતિ રાજાને કહ્યું કે, હે રાજા આ તારી કન્યા ક્યાં ગઈ હતી? અને ક્યાંથી આવી? અને યુવતી થયેલી આ કન્યાને તું શું કરવા પરણાવતો નથી?

એવાં નારદજીનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ કહ્યું કે, હે દેવઋષિ, એજ કામ માટે આ કન્યાને મોકલી

હતી તે પાછી આજ આવી, માટે તે કયા ભર્તાને વરી તે તમો એથકી સાંભળો.

એમ કહી અશ્વપતિ રાજાએ પોતાની પુત્રી સાવિત્રીને કહ્યું કે, હે પુત્રી, તું જે વરને મનેકરી વરી હોય તે કહે. એવાં પિતાનાં વચન સાંભળી સાવિત્રીએ કહ્યું કે, શાલ્વ-દેશનો ધર્માત્મા ક્ષત્રિય પૃથ્વીપતિ દ્યુંમત્સેન નામે રાજા છે, તે પાછળથી અંધ થયોછે, તેનો પુત્ર નાનો હોવાથી તેનું રાજ્ય પાસે રેહેનાર પૂર્વના વૈરી રાજાએ હરણ કરી લીધુંછે, તેથી તે મોટા વ્રતવાળો અંધ રાજા પોતાના બાળક પુત્ર તથા સ્ત્રી સહિત મોહા અંરણ્યમાં જઈ તપસ્યા કરેછે, તેનો શેહેરમાં ઉત્પન્ન થયેલો અને તપોવનમાં વૃદ્ધિ પામેલો "સત્યવાન" એવે નામે પુત્ર છે, તેને હું મનેકરી વરીછું, માટે તેજ મારો ભર્તા છે.

એ પ્રમાણે સાવિત્રીનાં વચન સાંભળીને નારદજીએ કહ્યું કે, હે અશ્વપતિ રાજા; આ તારી અજાણી સાવિત્રી કન્યા સત્યવાનને વરી એ દેખીતું સારૂં છે, પણ તેનું પરિ-ણામ ખોટું છે. દ્યુમત્યસેન તથા તેની સ્ત્રી સત્ય ભાષણ કરનાર છે તેથી બ્રાહ્મણોએ તેના પુત્રનું નામ સત્યવાન પાડ્યું છે. વળી તે બાળકને અશ્વપ્રિય હતા, તેથી તે માટીના અશ્વ કરતો હતો ને ચિત્રને વિષે પણ અશ્વ ચીતરતો હતો; તેથી ચિત્રાશ્વ પણ તેનું નામ કેહેવાયછે. અશ્વપતિ રાજાએ પુછ્યું કે, તે રાજકુમાર, તેજસ્વી, બુદ્ધિમાન, ક્ષમાવાન, શૂરવીર તથા માતા પિતા વિષે ભક્તિવાળો છે? નારદજીએ કહ્યું કે, હે રાજા તે રાજકુમાર સૂર્ય સરખો તેજસ્વી, બૃહ-

સ્પતિ સરખો બુદ્ધિમાન, પૃથ્વી સરખો ક્ષમાવાન, ઈંદ્ર સરખો શૂરવીર તથા માતાપિતા વિષે ભક્તિવાળોછે.

વળી અશ્વપતિ રાજાએ પુછ્યું કે, હે રૂષિ, તે રાજપુત્ર સત્યવાન, દાતા, બ્રાહ્મણો વિષે ભક્તિવાળો, રૂપવાંન, ઉદાર અને પ્રિય દેખાવવાળોછે? એવાં અશ્વપતિ રાજાનાં વચન સાંભળી નારદજીએ કહ્યું કે, તે રાજકુમાર પોતાની શક્તિ પ્રમાણે દાન આપવામાં રંતિદેવ સરખો, બ્રહ્મણ્ય તથા સત્યવાદી ઉશીનર દેશનાં શિબિ રજા સરખો, ઉદારપણામાં યયાતિ રાજા સરખો, પ્રિય દેખાવમાં ચંદ્રમા સરખો અને રૂપમાં અશ્વિની કુમાર સરંખો છે. વળી જે દ્યુમત્સેનનો બળવાન પુત્ર ઈંદ્રિયોને નિયમમાં રાખનાર, મધુર બોલનાર, શૂરવીર, સત્ય બોલનાર, સર્વનો મિત્ર, ઈર્ષારહિત, લજ્જાવાન, કાંતિમાન, સરળ તથા ધૈર્યવાન છે, એ રીતે તપ તથા શીળેકરી વૃદ્ધ પુરૂષો કહેછે. એવાં નારદજીનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ કહ્યું કે હે ભગવાન દેવરૂષિ, એના સર્વ ગુણ તમે મને કહ્યા, તેમ તેના દોષ હોય તે પણ કહો. નારદજીએ કહ્યું કે હે રાજા, એનામાં એક દોષ છે તે બધા ગુણોને ફોગટ કરેછે. જે દોષ પ્રયત્નથી પણ ટળી શકે એવો નથી. એ એકજ દોષ છે, બીજો નથી, તે હું કહું તે તમે સાંભળો. તે સત્યવાન આજથી વર્ષ દિવસે અલ્પ આયુષ હોવાને લીધે પોતાના દેહનો ત્યાગ કરશે.

એવાં નારદજીનાં વંચન સાંભળી અશ્વપતિ રાજાએ પોતાની કન્યાને કહ્યું કે હે સાવિત્રિ, હે સુંદરિ, અહીં આવ, હું કહું તે સાંભળ. દેવતાઓએ જેનો સતકાર કરેલોછે એવા

ભગવાન નારદજીએ જે મને કહ્યું તે કહું તે સાંભળ. તેં જે વરને પસન્ન કરેલોછે, તેમાં એક એવો મોહોટો દોષ રહ્યો છે કે તે સર્વ ગુણને ઢાંકી રહ્યોછે. થોડા આયુષ્ય વાળો એવો તે, આજથી વર્ષ દિવસે પોતાનો દેહ ત્યાગ કરશે, માટે તું જા બીજા વરને વર.

એવાં પિતાનાં વચન સાંભળી સાવિત્રીએ કહ્યું કે, કાષ્ટ તથા પાષાણમાંથી કટકો એકવાર પડે, કન્યા પણ એકવાર દેવાય, દાન પણ એકવાર અપાય ને હું આપુંછુ એમ પણ એકવાર કેહેવાય, એચારે વાનાં એકવાર થાય છે. માટે મેં જે ભર્તા પસન્ન કર્યો છે તે દીર્ઘાયુ અથવા અલ્પાયુ, ગુણવાન અથવા નિર્ગુણ હોય પણ હું તો ભર્તાને એકવાર વરી, માટે હવે બીજાને નહીં વરૂં. મન વડે નિશ્ચય કર્યા પછી વાણીથી કેહેવાય ને પછી તેજ કરાય એ વિષે મારૂ મન નિશ્ચય છે. માટે જે મારા નસીબમાં હશે તે થશે. તમો હવે કેહેશો તે વૃથા છે. તે વખતે નારદજીએ કહ્યું કે, હે અશ્વપતિ રાજા તારી પુત્રી સાવિત્રીની બુધ્ધિ સ્થિર છે. માટે એને ધર્મની રીતે પણ કોઈ વારી શકવા સમર્થ થાય તેમ નથી. વળી જે સત્યવાનમાં ગુણ છે તે બીજા પુરૂષો વિષે નથી, માટે તારે તારી પુત્રી તેનેજ આપવી એમ મને રૂચેછે.

એવાં નારદજીનાં વચન સાંભળી પછી અશ્વપતિ રાજાએ નારદજીને કહ્યું કે, તેનું કહ્યું ચળાયમાન થાય એમ નથી. તમારૂં એ વચન સત્ય છે. વળી તમો મારા ગુરૂ છો માટે એજ પ્રમાણે હું કરીશ. નારદજીએ કહ્યું કે

હે રાજા, આ તારી કન્યા સાવિત્રીનાં લગ્ન અવિઘ્ને થાઓ, તમારૂં સર્વનું કલ્યાણ થાઓ. એ પ્રમાણે આશિર્વાદ દઈ નારદજી સ્વર્ગ પ્રત્યે ગયા, અને રાજા પણ પોતાની દુહિતાના વીવાહની સામગ્રી તૈયાર કરવા લાગ્યો. તેજ અર્થને ચિન્તન કરતો તે અશ્વપતિ રાજા વિવાહને યોગ્ય એવી સર્વ સામગ્રી મંગાવી વૃધ્ધ બ્રાહ્મણો, કુલ ગોર તથા હોમ કરનાર બ્રાહ્મણોને બોલાવી સારે દિવસે કન્યા તથા બ્રાહ્મણો સહિત પોતે ચાલ્યો.

એ રીતે પવિત્ર વન પ્રત્યે દ્યુમત્સેનને આશ્રમે જઈ બ્રાહ્મણો સહિત પગે ચાલીને તે રાજ રૂષિ પાસે ગયો. ત્યાં સાગના ઝાડની નીચે દર્ભાસન ઉપર બેઠેલા ચક્ષુહીન મોટાં ભાગ્યવાળા દ્યુમત્સેન રાજાને જોયા. પછી ઘટતી રીતે તેની પુજા કરી વાણીએ કરી હું અશ્વપતિ છું એ રીતે પોતાનું નામ નિવેદન કર્યું. ત્યારે ધર્મ જાણનાર તે દ્યુમત્સેન રાજાએ તેને આદરપૂર્વક સત્કાર કરી આસન આપી આવવાનું કારણ પુછ્યું. ત્યારે અશ્વપતિ રાજાએ તેઓને પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું કે, હે રાજરૂષિ, હે ધર્મજ્ઞ, સાવિત્રી નામની આ મારી શોભીતી કન્યા છે, તે મન વાણીએ કરી આપના સત્યવાન નામે માહા ચતુર પુત્રને વરી ચુકી છે; તેને સ્વધર્મે કરી ગ્રહણ કરો.

એવાં અશ્વપતિનાં વચન સાંભળી દ્યુમત્સેને તેને કહ્યું કે હે રાજન, અમે રાજ્યથી ભ્રષ્ટ થઈ, વનવાસનો આશ્રય કરી, તપસ્વિ થઈ, ઇંદ્રિયો નિયમમાં રાખી ધર્માચરણ કરીએ છીએ. તમારી સુકોમલ કન્યા વનવાસ

ભોગવવાને લાયક નથી, તે આશ્રમ વિષે રહી વનવાસનો ક્લેશ કેમ સહન કરી શકશે. અશ્વપતિએ કહ્યું કે, સુખ દુઃખની ઉત્પત્તિ નાશવંત છે, એમ હું તથા મારી પુત્રી જાણીએ છીએ; માટે મારા સરખાને એવી રીતે વાક્ય કેહેવું યોગ્ય નથી. કેમકે હું, સુકુમાર સત્યવાનને મારી કન્યા આપવાનો નિશ્ચય કરીને પ્રેમસહિત આવ્યો છું. માટે અતિ નમ્રતાથી મસ્તક નમાવી વિનંતી કરૂંછું કે, મારી આશાને ભંગ કરશો નહી. આપણે બને પરસ્પર સંબંધી થવાને યોગ્ય છીએ માટે આપ રાજી થઈ મારી પુત્રીને ગ્રહણ કરશો.

ત્યારે દ્યુમત્સેન રાજા કેહેવા લાગ્યા કે હે રાજા, તમારી સાથે સંબંધ કરવાની મારે પ્રથમથીજ ઈચ્છા હતી, પણ હું રાજ્યથી ભ્રષ્ટ થયો, તેથી મારો વિચાર ફરી ગયો હતો. હવે તમો, અતિથિનો મારે સત્કાર કરવો જોઈએ તેથી તથા મારો પૂર્વનો ઈચ્છિત અભિપ્રાય હતો તે ઈશ્વરકૃપાથી પોતાની મેળે પરિપૂર્ણ થાયછે તેથી તમારી કન્યાનો હું સ્વીકાર કરૂંછું.

તેને એમ કહી પછી આશ્રમ વાસી સર્વ બ્રાહ્મણોને બોલાવી બેઉ રાજાએ વિધિ પ્રમાણે પોતાના પુત્ર પુત્રીનો વિવાહ કર્યો.

પછી અશ્વપતિ રાજા પોતાની સાવિત્રી નામની કન્યા સત્યવાનને પરણાવી ઘટતી રીતે પેરામણી આપી પરમ હર્ષથી પોતાના ઘર પ્રત્યે ગયો. સત્યવાન પણ સર્વ સદગુણવાળી સાવિત્રી ભાર્યાને પરણી અત્યંત ખુશી થયો,

અને સાવિત્રી પણ ઇચ્છિત ભર્તાને પામી પ્રસન્ન થઈ.

હવે અશ્વપતિ રાજા પોતાના ઘર તરફ ગયા પછી સાવિત્રી, સર્વ આભુષણનો ત્યાગ કરી, વલકલ તથા ભગવાં વસ્ત્ર પેહેરી, સેવા, શીળતા, સત્યતા, સ્નેહ, જીતેંદ્રિયપણું, વિગેરે ગ્રહણ કરી સર્વને રાજી કરવા લાગી. તે કેવી રીતે કે, નિત્ય પોતાની સાસુને ખાનપાન તથા વસ્ત્રાદિકે કરી, સસરાને દેવતા સરખા સત્કાર તથા વાણીના નિયમે કરી, અને પોતાના પતિને, પ્રિય વચન, ચતુરાઈ, સમતા તથા એકાંન્ત સેવને કરીને સંતોષ કરવા લાગી.

એ રીતે આશ્રમમાં નિવાસ કરી તપ કરતાં તેઓનો કેટલોક કાળ વીતિ ગયો, પણ વનમાં રેહેતી તથા ખેદ પામતી સાવિત્રીને નારદજીએ જે વાક્ય કહ્યાં હતાં તે સદા મનમાં યાદ રેહેતાં હતાં. ત્યાર પછી સત્યવાનને મરવાનો વખત નજીક આવ્યો ત્યારે જતા દિવસને ગણતી એવી સાવિત્રી નારદજીનું વચન યાદ કરી આજથી ચોથે દિવસે સત્યવાનનું મરણ છે એમ જાણી પતિ ઉપર ખરો ભાવ રાખનાર સાવિત્રીએ ત્રણ રાત્રિ એકાગ્ર ચિત્તે ભુખ્યાં તરસ્યાં ઉભા રેહેવાનાં વ્રતનો આરંભ કર્યો. એવાં સાવિત્રીનાં તે વ્રતને જાણી અત્યંત દુઃખિત થયેલા દ્યુમત્યસેન રાજાએ ઉભા થઈ સાવિત્રીની આશાવાસના કરતાં કહ્યું કે, હે રાજપુત્રિ તમે આ અતિ તીવ્ર વ્રતનો આરંભ કર્યોછે, કેમકે ત્રણ દિવસ પર્યંત ભોજનનો ત્યાગ કરવો એ અતિ કઠણ છે.

એવાં દ્યુમત્સેનનાં વચન સાંભળી સાવિત્રીએ કહ્યું કે, હે તાત તમારે ખેદ કરવો નહીં, હું વ્રત સમાપ્ત કરીશ. મેં

જે આ વ્રતનો આરંભ કર્યોછે તે સૌભાગ્યને વધારનાર છે. દ્યુમત્સેને કહ્યું કે, હે સાવિત્રી તમે આ વ્રત ભંગ કરો એમ હું તમને કેહેવાને સમર્થ નથી; વળી મારા જેવા તો વ્રત પુરૂં કરવાથીજ રાજી થાય; એમ કહી ઉદાર મનવાળો દ્યુમત્સેન રાજા વિરામ પામ્યો. વ્રતના કારણથી સાવિત્રી કાષ્ટના જેવી સુકાઈ ગયેલી દેખાવા લાગી. હવે આવતી કાલે સ્વામીનું મરણ છે એમ ખેદ કરતાં તે રાત્રિ વીતિ ગઈ. પછી આજ તેના મરણનો દિવસ છે એમ જાણી પ્રદીપ્ત અગ્નિમાં હોમ કરી ચાર હાથ સૂર્ય ઊંચો આવ્યો તે વખતે પોતાનું સવારનું કામ પુરૂં કરી સર્વ બ્રાહ્મણો, સાસુ તથા સસરાને પ્રણામ કરી, હાથ જોડી તેની પાસે ઉભી રહી. તે વખતે તપોવનમાં નિવાસ કરનારા સર્વ તપસ્વિઓએ તેને "તારૂં સૌભાગ્ય સદાય રહો" એવી શુભ આશીષ આપી. તે સાંભળી એકાગ્ર ચિત્તવાળી સાવિત્રીએ "તથાસ્તુ તમારી વાણી ફળો." એ પ્રમાણે મનમાં તપસ્વિઓની સર્વ વાણી ગ્રહણ કરી માથે ચડાવી. પછી નારદજીનાં વચનને ચિંતન કરતી રાજ કન્યા સાવિત્રી તે સમયની વાટ જોતી હતી, અને અત્યંત ખેદ પામતી હતી, તે વખતે એકાન્તમાં રહેલી તે રાજ કન્યાને સાસુ તથા સસરાએ પ્રીતિથી કહ્યું કે, તમારા ધાર્યા પ્રમાણે વ્રત પુરૂં થયું હવે આહાર કરવાનો સમય થયો માટે જે કરવું ઘટે તે કરો. સાવિત્રીએ કહ્યું કે, મેં ઘરનું સર્વ કામ કરી લીધુંછે, પણ સૂર્ય અસ્ત થયા પછી જમવું એવો હૃદયમાં સંકલ્પ કર્યોછે, તથા સોગન પણ ખાધાછે; માટે તમો ભોજન કરી લીઓ. તેટલામાં સત્યવાન ખભા ઉપર કુવાડી લઇ વન પ્રત્યે જવા લાગ્યો;

તેને જોઈ સાવિત્રીએ કહ્યું કે, હે પ્રાણનાથ સત્યવાન, તમે એકલા વનમાં જવા યોગ્ય નથી, હું પણ તમારી સાથે આવીશ. તમને એકલાને જવા દેવામાં હું ખુશી નથી. સત્યવાને કહ્યું કે, હે પ્રાણપ્રિયા તું પૂર્વે કોઈ દિવસે વનમાં ગઈ નથી. તેમ વનનો માર્ગ દુઃખરૂપ છે, ને તું વ્રત તથા ઉપવાસથી દુર્બળ થઈ ગઈ છે, તેથી પગે કરી ચાલી શકીશ નહીં માટે રેહેવાદે. સાવિત્રીએ કહ્યું કે, હે સ્વામિનાથ, ઉપવાસ કરવાથી મને ગ્લાની થયેલી નથી, અને પરિશ્રમ પણ જણાતો નથી. વળી તમારી સાથે આવવાનો મારે ઉત્સાહ છે, માટે તમારી સાથે આવવા દો. સત્યવાને કહ્યું કે, તારે જો આવવાનો ઉત્સાહ હોય તો હું તારૂં પ્રિય કરીશ પણ મારાં માત પિતાની આજ્ઞા લે, એટલે મને દોષ લાગે નહીં.

એવાં પોતાના પતિનાં વચન સાંભળીને મોટાં વ્રતવાળી સાવિત્રી સાસુ તથા સસરાને પ્રણામ કરી કેહેવા લાગી કે, ફળનો આહાર કરવાવાળા મારા પતિ, મોટા વનમાં જાયછે માટે તમારી આજ્ઞા હોય તો હું પણ તેઓની સાથે જવા ઇચ્છુંછું. કેમકે આજ હું તેનો વિરહ સહન કરી શકું તેમ નથી, તેઓ વિનાં પ્રસંગે વનમાં જતા નથી પણ અગ્નિ હોત્રને વાસ્તે કાષ્ટ લેવા વનમાં જવા તૈયાર થયાછે; માટે તેને રોકવા નહીં. વર્ષ દિવસમાં હું પણ આશ્રમની બહાર નીકળી નથી, માટે પુષ્પ વાળું વન જોવાને આજ મને ઉત્સાહ થયોછે, અને તેમાં લાભ પણ ઘેવડો છે, માટે જવાની આજ્ઞા આપો. દ્યુમત્સેને ધાર્યું કે, જ્યારથી તેના પિતા અશ્વપતિએ આ સાવિત્રી મારા પુત્રને આપીછે, ત્યારથી આજ પર્યંત કોઈ દિવસ પણ તેણે તિરસ્કાર પૂર્વક

વાકય કહ્યું હોય એમ મને સાંભરતું નથી, માટે "ઇચ્છિત કામનાને પ્રાપ્ત થાઓ" એવો આશીષની સાથે રજા આપી અને કહ્યું કે, હે પુત્રી માર્ગમાં સત્યવાનને સાચવવામાં તારે ગાફલ રેહેવું નહીં.

એ રીતે સાસુ તથા સસરાની આજ્ઞાથી હૃદયમાં ખેદ-યુક્ત અને ઉપરથી પ્રસન્ન મુખ વાળી સાવિત્રી પતિની સાથે વનમાં ગઇ. ત્યાં તેણે ઘણા મોર વસેછે એવા વિચિત્ર પ્રકારના રમણીય વન, પવિત્ર નદિયો તથા પુષ્પવાળાં ઉત્તમ વૃક્ષો જોયાં. તે સમય સત્યવાને પોતાની સ્ત્રી સાવિત્રીને મધુર વાકય કહ્યાં કે, હે સૌભાગ્યવાળી સ્ત્રી તું, આ શોભાયમાન વનને જો. એવાં પોતાના સ્વામિનાં પ્રેમસહિત મધુર વચન સાંભળી આનંદને પામતી અને નારદજીનાં વાકયનું સ્મરણ કરી ખેદ કરતી એ રીતે બે પ્રકારે જેનું મન ભમેછે એવી સાવિત્રી સ્વામી સામુ જોતી જોતી તેઓની પાછલ ધીમે ધીમે ચાલતી હતી. હવે ભાર્યા જેને સહાય છે એવો પરાક્રમી સત્યવાન ફળ ગ્રહણ કરી થાળી ભરી પછી લાકડાં કાપવા લાગ્યો. લાકડાં કાપતાં થાકથી તેને પરસેવો વળ્યો અને અધિક મેહેનતને લીધે મસ્તકમાં વેદના પણ થવા લાગી. તે વખતે શ્રમથી પીડાયલો સત્યવાન પોતાની પ્રિય એવી ભાર્યા સાવિત્રી પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યો કે, હે સાવિત્રી, મને આ મેહેનતથી મસ્તકમાં વેદના ઉત્પન્ન થઇછે, મારાં સર્વ અંગ પણ વેદના યુક્ત થયાંછેં, અને હૃદય પણ જાણે ખેદ પામતું હોય તેવું જણાયછે. હે થોડું બોલનારિ, મારો આત્મા સ્વસ્થ જણાતો નથી; અને મસ્તક જાણે શૂલે કરી વિંધાતું હોય એમ મને લાગેછે; મારામાં

ઉભા રેહેવાની શક્તિ નથી, માટે હું સુવાને ઇચ્છુંછું.

એવાં પોતાના સ્વામિનાં વચન સાંભળી સાવિત્રી તેની પાસે આવી તેનું મસ્તક ખોલામાં રાખી પૃથ્વી ઉપર બેસી ગઈ. પછી નારદજીનાં વચનને યાદ કરતી તપસ્વિની એવી તે, હમણાં મારા પતિનું મૃત્યુ થશે, એમ વિચારતી મોટા ખેદમાં બેઠી હતી; એટલામાં થોડા વખત કેડે રાતાં વસ્ત્ર તથા મુગટ પેહેરેલ સૂર્ય સરખો તેજસ્વિ, રાતાં નેત્રવાળો, શરીરે શ્યામ તથા પાશ જેના હાથમાં છે એવો ભયને આપનાર પુરૂષ સાવિત્રીએ પોતાની પાસે ઉભેલો દીઠો, તેથી તે થરથર કંપવા ને દુઃખિત થવા લાગી, પરંતુ હિંમત હારી નહીં. સ્વામિનું મસ્તક ધીમેથી નીચે મુકી ઉભી થઈ હાથ જોડી તેને નમ્રતાથી કહ્યું કે, હે દેવેશ, તમને હું કોઈ દેવતા છો એમ જાણુંછું, કેમકે તમારૂં શરીર મનુષ્યનું જણાતું નથી, માટે તમે કોણ છો? તથા શું કરવાને અત્રે પધાર્યા છો? તે મને કહો.

તે પુરૂષે કહ્યું કે, હે સાવિત્રી, તું પતિવ્રતા તથા તપસ્વિની છે, માટે તને કહુંછું કે, હું યમરાજા છું એમ તું જાણ. આ રાજપુત્ર એવા તારા ભર્તા સત્યવાનનું આયુષ પૂર્ણ થઈ રહ્યુંછે, માટે એને હું બાંધીને લઈ જવા આવ્યોછું. એવાં તેનાં વચન સાંભળી સતી સાવિત્રીએ અતિ ખેદ પામતાં તેને કહ્યું કે, હે પ્રભુ, હે ભગવંત, મનુષ્યોને લેવાને તો તમારા દૂત જાયછે એમ મેં સાંભળ્યું છે, ને આ ઠેકાણે તમે પોતે કેમ આવ્યાછો? ત્યારે ભગવાન એવા ધર્મરાજા પોતાનું સર્વ કર્તવ્ય તેને પ્રિય લાગવા સારૂ આવી

રીતે કેહેવા લાગ્યા કે, આ તારો ભર્તા ધર્મ સંયુક્ત, રૂપવાન તથા ગુણનો સાગર છે, તેથી મારા દૂતો તેને લઈ જવાને યોગ્ય નથી માટે હું પોતે આવ્યોછું, એમ કહી યમ રાજાએ સત્યવાનની કાયામાંથી પોતાને વશ થયેલો અંગુષ્ઠ માત્ર પુરૂષ પાશલે બાંધી બળાત્કારે ખેંચી લીધો. તે વખતે પ્રાણ તથા કાંન્તિ વગરનું શ્વાસ તથા ચેષ્ટા રહિત સત્યવાનનું શરીર અપ્રિય દેખાવવાળું થયું. યમરાજા તેના લિંગ શરીરને બાંધી દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા. તેને જોઈ દુઃખે કરી પીડિત, નિયમ તથા વ્રતે કરી સિધ્ધ મોટા ભાગ્યવાળી પતિવ્રતા સ્ત્રી પણ તેઓની પાછળ જવા લાગી. ત્યારે યમ રાજાએ કહ્યું કે, હે સાવિત્રી, તું આટલું બધું તારા ભર્તા માટે કરેછે, તેથી તેના દેવામાંથી તું છુટી જાય છે, માટે પાછી જા. અને આની મરણ પછીની ક્રિયા કર. ત્યારે સાવિત્રી કેહેવા લાગી કે, જ્યાં મારા ભર્તાને તમે લઈ જાઓછો ને જ્યાં તે પોતે જાયછે ત્યાં મારે જવું જોઈએ, એવો સનાતન ધર્મ છે. હે ધર્મરાજ, વડિલજનોની ભક્તિ, ભર્તામાં સ્નેહ તથા વ્રત એ સર્વ મેં કર્યાં છે તેથી તમારા પ્રસાદે કરી મને ક્યાંય પણ કોઈ અટકાવી શકે તેમ નથી. માટે હું તો જ્યાં તમો મારા ભર્તાને લઈ જશો ત્યાં સાથે આવીશ. વળી હે યમરાજ, તત્વદર્શી ડાહ્યા પુરૂષો સાત પગલાં જેની સાથે ચાલ્યા તેને મિત્ર કહેછે; તમારી સાથે હું ચાલી આવુંછું માટે તમોને મિત્ર માની હું જરા વિનંતી કરૂં તે સાંભળો. ઈંદ્રિયો વશ ન હોય એવા પુરૂષ વનને વિષે યજ્ઞાદિ ધર્મ, બ્રહ્મચર્ય તથા સંન્યાસને આચરતા નથી, પણ જીતેંદ્રિય પુરૂષો

આચરેછે અને આત્મજ્ઞાનનું કારણ પણ ધર્મજ છે, માટે સત્પુરૂષો ધર્મનેજ પ્રધાન માનેછે. અમે ચ્યાર આશ્રમમાંના એક આશ્રમ ધર્મને દંભ છોડી દઈ શ્રદ્ધાપૂર્વક સારી રીતે આચરવાથી સર્વ આશ્રમ તથા જ્ઞાન માર્ગને પણ પ્રાપ્ત થયા છૈયે, માટે તમો મારા ભર્તાને હરણ કરી અમારા ધર્મનો નાશ મ કરો.

ત્યારે યમ રાજાએ કહ્યું કે, હે સાધ્વિ તારી શુધ્ધ ઉચ્ચારવાળી સકારણ પવિત્ર વાણી સાંભળી હું પ્રસન્ન થયોછું. માટે તું પાછી વળ, અને તારા પતિના જીવિત વગર જે તારી ઇચ્છા હોય તે વરદાન માગ હું આપું. એવાં યમરાજાનાં વચન સાંભળી સાવિત્રીએ કહ્યું કે, હે ધર્મરાજ, મારા સસરા દ્યુમત્સેન રાજ્યથી ભ્રષ્ટ અને ચક્ષુહીન થયેલા છે, તથા વનનો આશ્રય કરી વનવાસ ભોગવેછે, તેઓ તમારા પ્રસાદથકી ચક્ષુને પ્રાપ્ત થાઓ તથા બળવાન અગ્નિ અને સૂર્ય સરખા તેજસ્વી થાઓ. યમ રાજાએ કહ્યું કે હે સાવિત્રી, જે રીતે તેં માગણી કરી તે વરદાન હું તને આપુંછું, તે પ્રમાણે નિશ્ચય થશે. તને રસ્તામાં ચાલવાથી ગ્લાનિ થઇ હોય એમ મને લાગેછે, માટે પાછી વળ અને ઘેર જા. સાવિત્રીએ કહ્યું કે, હે સુરેશ મારા સ્વામિની પાછળ ચાલતાં મને શ્રમ શાનો હોય? જ્યાં તેઓ હોય ત્યાં મારી ગતિ હોયજ. માટે તમે તેને જે સ્થળને વિષે લઈ જશો ત્યાં મારૂં આવવું થશે. માટે તમોને બીજી વિનંતી કરૂં તે તમો સાંભળો.

સત્પુરૂષને કોઇ પુરૂષનો એકવાર સમાગમ થાય તો

તેને મિત્ર માનેછે, વળી સત્પુરૂષોનો સમાગમ નિષ્ફળ થતો નથી. માટે તમારો સમાગમ પણ મને નિષ્ફળ નહીં થાય એમ મને આશા છે. માટે હું મારી આશા પુરી થયા વિના તમારો સમાગમ છોડનાર નથી. યમે કહ્યું કે, હે સુંદર ભાષણ કરનારી સાવિત્રી, તેં મારા મનને અનુકૂળ તથા બુદ્ધિમાન પુરૂષની બુદ્ધિને વૃધ્ધિ કરે એવાં હિતનાં વાકય કહ્યાં માટે તું બીજું પણ સત્યવાનનાં જીવિત વિના વરદાન માગ. સાવિત્રી બોલી કે, હે ધર્મરાજ પૂર્વે મારા બુદ્ધિમાન સસરાનું રાજ્ય શત્રુઓએ હરણ કરી લીધુંછે તે પાછું મળે તથા તેઓ કોઇ દિવસે પણ ધર્મથી ભ્રષ્ટ થાય નહીં એ હું બીજું વરદાન માગુંછું. ત્યારે ધર્મરાજ બોલ્યા કે, હે અશ્વપતિ રાજાની પુત્રિ, દ્યુમત્સેન નામનો તારો સસરો થોડા કાળમાં પોતાના રાજ્યને પામશે, તથા સુધર્મથી ભ્રષ્ટ થશે નહીં. માટે હવે તું નિવૃત્તિ પામ અને જા, તને ચાલવાથી શ્રમ મ થાઓ! સાવિત્રીએ કહ્યું કે હે દેવ, તમે આ જગતમાં કર્મ પ્રમાણે સર્વને દંડ આપોછો તથા તેમની ઈચ્છિત કામના પણ પરિપૂર્ણ કરોછો, તમારૂં યમપણું સર્વત્ર પ્રસિદ્ધ છે, માટે હું જે વાણી કહું તે સાંભળો.

આ જગતના કોઈ પણ પ્રાણીને વિષે મન તથા વાણીએં કરી દયા રાખવી અને દ્વેષ કરવો નહીં, એજ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે. મારા સરખા મનુષ્યો પોતામાં શક્તિ તથા કુશળતાથી હીન હોય પરંતુ સત્પુરૂષો તો કોઈ અમિત્ર હોય ને પ્રાપ્ત થયો તોપણ તેના ઉપર દયાજ રાખેછે. માટે મારાપર આપ દયા કરો. યમે કહ્યું કે, હે

કલ્યાણિ, જેમ તૃષાયુકત પુરૂષને જલની પ્રાપ્તિ થવાથી સં-તોષ થાય તેમ તારાં વચન સાંભળવાથી મને સંતોષ થાયછે. માટે સત્યવાનનાં જીવિત વગર બીજું જે ઇચ્છિત હોય તે તું મારી પાસે વરદાન માગ. સાવિત્રી બોલી કે, હે યમરાજ, મારો પિતા પૃથ્વીનો અધિપતિ અશ્વપતિરાજા પુત્ર વગરનો છે, માટે કુળને વૃદ્ધિ કરે એવા તેને સો પુત્ર થાય એ હું ત્રીજું વરદાન માગુંછું. યમ બોલ્યા કે, હે સાવિત્રી, તારા પિતાને તેના કુળને વૃદ્ધિ કરનાર તથા મહા તેજસ્વિ સો પુત્ર થશે. હવે તારૂં સર્વ કામ સિદ્ધ થયું અને તું ઘણે દૂર આવીછે વાસ્તે તારા આશ્રમ ભણી પાછી જા. સાવિત્રીએ કહ્યું કે, હે સંયમિનીપુરીના પતિ, આ મારૂં મન સ્વામિથી દૂર નથી, અને કોઇ દિવસ દૂર થવાનુંએ નથી. માટે ચાલતી ચાલતી હું વળી કહું તે સાંભળો.

તમે વિવસ્વત (સૂર્યના) પુત્ર છો માટે બુદ્ધિમાન પુરૂષો તમને વૈવસ્વત કહેછે. તમો શત્રુ તથા મિત્રને ઓછા અદકા ગણ્યા વિના ધર્મ પ્રમાણે શિક્ષા કરોછો તેથી સર્વ પ્રજા સિધે રસ્તે ચાલી જાયછે વાસ્તે તમારૂં ધર્મરાજ એવું નામ પ્રસિદ્ધ છે.

હે ધર્મરાજ, મનુષ્યને જે વિશ્વાસ પોતાને વિષે નથી હોતો તે વિશ્વાસ સત્પુરૂષોને વિષે હોય છે, અને તેથી સર્વ મનુષ્ય ઘણું કરીને સત્પુરૂષોની પ્રાર્થના કરવા ઇચ્છેછે. વળી સર્વ પ્રાણીને સ્નેહથી વિશ્વાસ પ્રાપ્ત થાયછે. તેમાં પણ મનુષ્યો સત્પુરૂષોને વિષે ઘણું કરીને વિશ્વાસ રાખેછે. તમારા ઉપર પણ મારો વિશ્વાસ છે. માટે હે ધર્મરાજ

મારો વિશ્વાસ સફળ કરો. યમ રાજા બોલ્યા કે, હે કલ્યાણ રૂપ સાવિત્રી, તેં જે વાક્ય કહ્યાં તે તારા વગર બીજાને મોઢેથી મેં કોઈ દિવસ સાંભળ્યાં નથી, જેણે કરીને હું ઘણો સંતોષ પામ્યો છું. માટે સત્યવાનનાં જીવિત વગર બીજું જે ઇચ્છિત હોય તે ચોથું વરદાન માંગ.

સાવિત્રીએ કહ્યું કે, હે દેવતાઓમાં શ્રેષ્ઠ યમરાજા, મને સત્યવાનથી ઉત્પન્ન થયેલા અમારા કુળને વૃદ્ધિ કરે એવા તથા બળ અને પરાક્રમવાળા એકસો પુત્ર થાય, એ હું ચોથું વરદાન માગુંછું. • યમરાજાએ કહ્યું કે, હે અબળા સ્ત્રી, તને સંતોષ આપનાર બળવાન અને વીર્યવાન એકસો પુત્ર થશે. પણ હવે તું ઘણે દૂર આવીછે તેથી થાકી ગઈ હશે વાસ્તે નિવૃત્તિ પામ. સાવિત્રી બોલી કે, હે યમરાજા, સત્પુરૂષોની વૃત્તિ સદાકાળ અખંડિત ધર્મરૂપ હોય છે, માટે તેઓ કદીપણ ખેદયુક્ત થતા નથી. તેનો સમાગમ કોઈ પણ પુરૂષને નિષ્ફળ થતો નથી, અને તેનાથી કશો ભય પણ થતો નથી. સત્પુરૂષો પોતાના સત્યપણાએ કરી સૂર્યને તેના કાર્યમાં પ્રેરણા કરેછે, તપે કરી પૃથ્વીને ધારણ કરેછે, અને ભૂત ભવિષ્યની ગતિરૂપ છે, તેમ તેઓ સત્પુરૂષોના મધ્યમાં ખેદ પામતા નથિ. હે યમરાજ, સત્પુરૂષો આર્ય પુરૂષોએ સેવેલો આ માર્ગ છે એમ જાણીને હમેશ પારકું કામ કરેછે, તેમાં ઉપકાર પ્રત્યુપકાર જોતા નથી. તેમ સત્પુરૂષોનું પ્રસન્ન થવું પણ નિષ્ફલ જતું નથિ, કેમકે તેઓમાં હમેશ નિયમથી એવા ગુણ રહ્યા છે, જેની ઉપર પ્રસન્ન થાય તેને ધન તથા માન પણ

આપે, તેથી તેઓ રક્ષણ કરનાર થાયછે. હે યમરાજ, એ ગુણ તમારે વિષે રહ્યા છે માટે તમો મારૂં રક્ષણ કરો. યમે કહ્યું કે હે સાવિત્રી, તું જેમ જેમ ધર્મયુક્ત મારા મનને અનુકૂલ અત્યંત શ્રેષ્ઠ તથા ઘણા અર્થયુક્ત, સારા પદ-વાળાં વાકયો બોલેછે, તેમ તેમ તારા ઉપર મારી પ્રીતિ વૃદ્ધિ પામેછે. માટે તારે જે ઈચ્છા હોય તે અતિ ઉત્તમ બીજું પણ વરદાન માગ. સાવિત્રીએ કહ્યું કે હે યમરાજ, તમે મને જેમ મદયંતીએ વસિષ્ઠની પાસેથી પુત્ર ઉત્પન્ન કર્યો તેમ મારે પુત્ર ઉત્પન્ન કરવા એમ વરદાન આપ્યું નથિ. સત્યવાનથીજ ઉત્પન્ન થાય એમ વરદાન આપ્યું છે, માટે આ મારો પતિ જીવતો થાય એ વરદાન હું માગુંછું, તેના વગર હું નાશ પામ્યા સરખી છું. હે ધર્મરાજ તમે મને સ્વામિ વિનાની કરી તેથી હું સુખ, સ્વર્ગવાસ, સમૃદ્ધિ અને જીવ-વાની પણ ઈચ્છા રાખતો નથી. હે સૂર્યપુત્ર, "સત્ય-વાનથી સો પુત્ર ઉત્પન્ન થશે" એવું તમે મને વરદાન આપ્યું છે, અને વળી તેને તમે લઈ જાઓછો, તો સો પુત્ર કેમ થશે? માટે તમારૂં વચન સત્ય કરવાને મારા પતિ સત્યવાનને પાછા જીવતા કરો.

એ પ્રમાણે સાવિત્રીએ વરદાન માગ્યું તે સાંભળીને યમરાજાએ "તારો પતિ જીવતો થશે" એમ કહી તેને પાશ બંધનથી છોડી, મોટા હર્ષથી કહ્યું કે, હે પોતાના કુ-ળને હર્ષ પમાડનાર સાવિત્રી, તારૂં કલ્યાણ થાઓ! મેં આ તારા પતિને મુકી આપ્યો છે, તે રોગ વગરનો, સિદ્ધ કા-મનાવાળો થશે. વળી તારો પતિ સત્યવાન ચારસો વર્ષ

પર્યંત તારા સહિત વર્ત્તશે. તથા યજ્ઞો કરી જગતમાં ખ્યાતિ પામશે, ને તારે વિષે એકસો પુત્ર ઉત્પન્ન કરશે જે સર્વ રાજાઓ પુત્ર તથા પૌત્રવાન અને તારા નામધારી થશે. હે સાવિત્રી તારા પિતાને માળવી નામની સ્ત્રીથી સો પુત્ર થશે, તેનાં નામ માલવ પડશે, તથા તે દેવતા સરખા થશે.

એ પ્રમાણે સાવિત્રીને વરદાન આપી, શાંન્ત કરીને યમરાજા પોતાના સ્થાન પ્રત્યે ગયા. પછી સાવિત્રી પોતાના પતિને પામીને તેનો જ્યાં દેહ હતો ત્યાં આવી. પૃથ્વી ઉપર પડેલા તેને જોઈ, તેની પાસે જઈ ખોળામાં તેનું મસ્તક રાખી બેઠી. પછી સત્યવાન સંજ્ઞાને પામીને સાવિત્રીને વારંવાર જોતાં કેહેવા લાગ્યો કે, હે શ્રેષ્ઠ સ્ત્રિ! હું ઘણી વાર સુઇ રહ્યો પણ તેં મને ઉઠાડયો કેમ નહીં? જે શ્યામ સ્વરૂપવાળો પુરૂષ મને આકર્ષણ કરતો હતો તે ક્યાં ગયો? સાવિત્રીએ કહ્યું કે, હે પુરૂષોમાં શ્રેષ્ટ, તમે મારા ખોળામાં ઘણીવાર સુતા હતા, જે તમને આકર્ષણ કરતો હતો તે યમરાજા હતો, તે હમણા પોતાના સ્થાન પ્રત્યે ગયો. હે દ્યુમત્સેનના પુત્ર તમારી થાક તથા નિદ્રા નિવૃત્ત થઈ હોય તથા તમને શક્તિ હોય તો ઉઠો, અને અત્યંત અંધકારવાળી રાત્રિને જુવો.

એ પ્રમાણે સાવિત્રીનાં વચન સાંભળી સંજ્ઞા પ્રાપ્ત થઈ હતી તથા સુખે કરી સુતેલો પુરૂષ જાગ્રત થઈ ઉઠે, તેમ ઉઠેલો સત્યવાન ચારે દિશાએ જોઈ પોતાની સ્ત્રી પ્રત્યે કેહેવા લાગ્યો કે, હે સુંદર ભાગ્યવાળી, હું ફળનો આહાર કરીને તારા સહિત આશ્રમથી નીકળ્યોછું. અને અહીં

આવી કાષ્ટ કાપતો હતો તેથી મને મસ્તકમાં પીડા થઇ, તેને લોધે તારા ખોળામાં મસ્તક રાખી સુતો, એટલું મને સાંભરેછે. ત્યાર પછી જ્યારે મને ગાઢ નિદ્રા પ્રાપ્ત થઈ ત્યારે મેં મહા પરાક્રમિ ભયંકર પુરૂષ જોયો. હે સુંદર મધ્ય ભાગ વાળી, તે પુરૂષ કોણ હતો? કે મને શું સ્વપ્નું જોવામાં આવ્યું? અગર ખરેખર પુરૂષ હતો? જે તારા જાણવામાં હોય તે કહે.

ત્યારે સાવિત્રીએ કહ્યું કે, હે સ્વામિનાથ, તમે સ્વસ્થ થાઓ, પછી હું તમને સર્વ વૃતાંત કહીશ. હે શ્રેષ્ટ આચરણવાળા સ્વામિ, તમારૂં કલ્યાણ થાઓ. તમે ઉઠો એટલે આપણે તમારાં માતા પિતા પાસે જઈ તેમને જોઈએ. સૂર્ય અસ્ત થયોછે, વળી અંધકારવાળી રાત્રિ છે, જેને વિષે મહા હર્ષ પામેલા તથા ક્રૂર શબ્દ બોલનાર રાક્ષસો વનમાં ફરેછે, વાયુના વેગથી ઝાડનાં પાંદડાંના થતા શબ્દ સંભળાયછે, અને ફરતા એવા મૃગોના પણ શબ્દ સંભળાયછે. વળી શિયાળ નામના જાનવરની સ્ત્રીઓ નૈરૂત્ય દિશામાં બેસીને મારા મનને કંપાવતી મોટા ભયંકર શબ્દથી રૂદન કરેછે. સત્યવાને કહ્યું કે, હે સ્ત્રી, અત્યંત અંધકારવાળું આ વન મોટું ભયંકર છે, જેથી તને જવાનો માર્ગ સુજે તથા તારાથી જઈ શકાય તેમ નથી.

.સાવિત્રીએ કહ્યું કે, આજ આ વન બળ્યું હતું તેથી સામે રહેલું શુષ્ક વૃક્ષ હજી પણ બળેછે, જેમાંથી વાયુના યોગે કરી ઉડના અગ્નિના તણખા કોઈ કોઈ ઠેકાણે દેખાયછે, માટે હું ત્યાંથી અગ્નિ લાવી આ કાષ્ટ સળગાવીશ, વાસ્તે

તમે સંતાપનો ત્યાગ કરો. હે પ્રાણનાથ, જો તમે આપણા આશ્રમ પ્રત્યે જવામાં ઉત્સાહવાન નહી થાઓ તો હું હજી વેદના યુકત છો એમ માનીશ. પણ હમણા રાત્રિને લીધે અંધકાર છે તેથી માર્ગ સુજે તેમ નથી. માટે આવતી પ્રભાતે જ્યારે માર્ગની સુજ પડશે ત્યારે આપણે જઈશું, અને જો તમારી મરજી હોય તો આજની એક રાત્રિ અહીં રહીએ.

ત્યારે સત્યવાને કહ્યું કે, હે સાવિત્રી, મને મસ્તકની વેદના નિવૃત્ત થઈ છે, તથા મારાં સર્વ ગાત્ર પણ સ્વસ્થ થયાં દેખાય છે. માટે હું માતા પિતાની પાસે જવા ઈચ્છુંછું. વળી હું પૂર્વે કોઇ વખતે પણ સમય વિત્યા પછી આશ્રમની બહાર ગયો નથી, અને કદી ગયો હઉં ને જો સંધ્યાકાળ થયા પેહેલાં પાછો ન જાઉં તો મારાં માત પિતા ઘણાં ખેદ પામે. હું દિવસે પણ ક્યાંય ગયો હઉં ને વાર લાગે તો મારાં માતા પિતા બહુ ચિન્તા કરે, અને બીજા રૂષિઓને સંગાથે લઈ મારી શોધ કરવા પિતા નીકળે. અરે! પૂર્વે હું એકવાર બહાર ગયો હતો ત્યાં મને વાર લાગી તેથી મારાં માતા પિતા ઘણાં દુઃખિત થયાં, ને હું જ્યારે આશ્રમ પ્રત્યે પાછો ગયો ત્યારે તેમણે મને કહ્યું કે, હે પુત્ર, તું ઘણીવારે આવ્યો?

હે સાવિત્રી, એ પ્રમાણે મારામાં ચિત્તવૃત્તિ રાખનાર મારાં માત પિતાની આજ શું અવસ્થા થઈ હશે તેની હુ ચિન્તા કરૂંછું. અરે! આજ મને નહીં દેખવાથો તેમને મોટું દુઃખ થશે. એમાં સંદેહ નથી. કેમકે પૂર્વે જેમને નેત્રમાંથી અશ્રુ ચાલ્યાં હતાં એવાં મારાં માત પિતાએ

મને કહ્યું કે, હે પુત્ર, અમો તારા વગર એક ક્ષણ માત્ર પણ જીવી શકીએ તેમ નથી. કારણ અમે વૃધ્ધ અવસ્થાવાળાં તથા દૃષ્ટિહીન છઇએ, તેથી અમારી દૃષ્ટિ, અમારા વંશનું મૂળ, અમને પિંડ આપનાર તથા અમારી કીર્ત્તિરૂપ તુ એકજ પુત્ર છે. એ પ્રમાણે મને મારાં માત પિતાએ કહ્યું હતું. અરે! મારાં માતા તથા પિતા વૃધ્ધ છે તેમની દૃષ્ટિરૂપ કેવળ હુંજ છું! અરે! આજ રાત્રિને વિષે મને નહીં જોવાથી તેમની શું અવસ્થા બનશે! અરે! મને પ્રાપ્ત થયેલી નિદ્રાને હું ધિક્કારૂં છું જેને લીધે મારાં માત પિતા અનેક સંશય કરશે. અને હું પણ તેઓના વગર જીવવાની ઇચ્છા રાખતો નથી જેથી મને પણ અત્યંત ખેદ થાયછે. અરે! અંધદૃષ્ટિવાળા મારા પિતા મને નહીં જોવાથી આકુળ વ્યાકુળ થઈ વારંવાર એક એક રૂષિને મારી ખબર પુછતા હશે.

હે કલ્યાણ રૂપ સાવિત્રી હું જેવો મારી દુર્બળ માતાનો તથા દૃષ્ટિહીન પિતાનો શોચ કરૂંછું, તેવો આ મારા દેહનો પણ શોચ કરતો નથી. અરે! જેમના જીવવાથી હું જીવુંછું તેઓ આજ મારા વાસ્તે ઘણો સંતાપ કરતા હશે. માટે મારે તેમનું પોષણ તથા પ્રિય કરવું એજ મારો ધર્મ છે. એ પ્રમાણે સાવિત્રીને કહીને માતા પિતા રૂપ ગુરૂમાં ભક્તિવાળો, ધર્માત્મા સત્યવાન માહા દુઃખિત થઈ પોતાના બે હાથ પોહોળા કરી ઘણું રૂદન કરવા લાગ્યો. તે સમય શોક કરતા પોતાના પતિને જોઈ તેનાં નેત્રનાં આંસુ લુઈને સાવિત્રીએ કહ્યું કે, જો મેં તપ કર્યું હોય, દાન આપ્યાં હોય તથા અગ્નિમાં આહુતિ આપી હોય તો તે મારા સત્યપણા-

એ કરી સાસુ સસરા તથા મારા સ્વામિને આજની રાત્રિ કલ્યાણરૂપ જાઓ. વળી મેં જો કોઈ દિવસ શત્રુની સાન્નિધ્ય પણ અસત્ય ભાષણ ન કર્યું હોય તો તે મારી સત્યતાથી આજ મારાં સાસુ તથા સસરાજી કુશળ રહો.

ત્યારે સત્યવાને કહ્યું કે, હે સાવિત્રી હું મારા પિતાનાં દર્શનની ઈચ્છા રાખુંછું માટે તું ચાલ, વખત નહીં કર. જો કદાચ માતા અથવા પિતાનું વિપરીતપણું હું જોઈશ તો કદી જીવીશ નહીં, એ હું સત્ય કહુંછું. હે શ્રેષ્ઠ ધર્મ વાળી જો તારી બુદ્ધિ ધર્મમાં હોય, જો મારા જીવવાને ઈચ્છતિ હોય તથા મારૂં પ્રિય કરવું હોય તો આપણે બેઉ આપણા આશ્રમ પ્રત્યે જઈએ.

એવાં પોતાના પતિનાં વચન સાંભળી સાવિત્રીએ પોતાના મસ્તકના કેશ હાથથી સરખા કરી ઉભી થઈ તેનો હાથ ઝાલી ઉઠાડયો. ત્યારે સત્યવાન ઉઠી હાથે કરી પોતાનાં શરીરને સાફ કરીને સર્વ દિશાભણી જોવા લાગ્યો. એટલે ફળથી ભરેલી એક થાળીને જોઈ. તે વખત સાવિત્રીએ સત્યવાનને કહ્યું કે, હે સ્વામીનાથ ફળ તમે આવતી કાલે લઈ આવજો. આ તમારી કુવાડી હું લઊંછું. એ પ્રમાણે કહીને સાવિત્રી ફળથી ભરેલી થાળીને વસ્ત્રે કરી બાંધી, એક વૃક્ષે લટકાવી કુવાડી લઈને પોતાના સ્વામિ પાસે આવી. પછી સાવિત્રી પોતાના સ્વામિના ડાબા-ખભા ઉપર ડાબો હાથ રાખી જમણે હાથે કરી તેના દેહને ઝાલીને હસ્તી સરખી ચાલે કરી પોતાનાં સાસુ તથા સસરા જ્યાં રહેછે તે આશ્રમ પ્રત્યે જવાલાગી. ત્યારે થોડેક ગયા પછી

સત્યવાને સાવિત્રીને કહ્યું કે, હે સ્ત્રિ, આપણે થોડુંક ચાલ્યાં તેથી તથા વૃક્ષના પાંદડાંના અંતર ભાગમાંથી નક્ષત્રની પડતી કાંન્તિએ કરી મને માર્ગનો સૂજ પડી. જો આપણે જે માર્ગે આવ્યાં હતાં, અને ફૂળ વિણ્યાં હતાં તે આ જગ્યા પ્રાપ્ત થઈ. માટે તું એજ માર્ગે ચાલ, એમાં કશો વિચાર કર મા. જો આ ખાખરાનું ઝાડ દેખાયછે, એની પાસેથી બે રસ્તા નીકળેછે, તેમાં તેની ઉત્તર દિશાના રસ્તા પ્રત્યે ચાલ, હું સ્વસ્થ બળવાન તથા માતા પિતાને જોવાની ઇચ્છાવાળો છું. એ રીતે સત્યવાન પોતાની સ્ત્રીને કેહેતો કેહેતો ઉતાવળથી પોતાના આશ્રમ તરફ જવા લાગ્યો.

હવે મહા બળવાન દ્યુમત્સેનને નેત્ર પ્રાપ્ત થયાં જેથી પોતાની પ્રસન્ન દૃષ્ટિએ સર્વ દેખવા લાગ્યો. પછી પોતાની સ્ત્રી શિબિ રાજાની પુત્રી સહિત દ્યુમત્સેન પોતાના પુત્રને ન જોવાથો માહા પીડાને પામ્યો. અને તેની શોધ કરવા સારૂ નજીક રેહેનાર રૂષિઓના આશ્રમ પ્રત્યે ગયો. હવે સ્ત્રી પુરૂષ બંને રાત્રિને વિષે પોતાના પુત્રની શોધ કરવા સારૂ રૂષિઓના આશ્રમ, નદી, વન તથા તળાવ પ્રત્યે ફરવા લાગ્યાં. તે સમય કોઈ પુરૂષનો શબ્દ સાંભળીને "આ સત્યવાન આવેછે" એમ શંકાયુક્ત થઈ તેની સામે ચાલતાં પરસ્પર કેહેતાં હતાં કે, શું આ સાવિત્રી સહિત સત્યવાન આવેછે? દર્ભ તથા કાંટા વાગવાને લીધે જેઓનાં શરીર વીંધાઈ ગયાં હતાં જેથી થયેલા વ્રણમાંથી નિકળતા રૂધીરે ખરડાએલા પગે કરી બેઉ જણ ચારે કોર વનમાં ભટકતાં હતાં. તે સમય આશ્રમમાં રેહેનારા રૂષિઓ તેમને મળ્યા,

અને આશવાસના કરી તેમને તેના પોતાના આશ્રમ પ્રત્યે પહોંચાડયા. ત્યારે તે સ્ત્રી સહવર્ત્તમાન દ્યુમત્સેનને વૃધ્ધ અવસ્થાવાળા તપસ્વિ બ્રાહ્મણોએ પૂર્વના રાજાઓની વાતોથી આશવાસના કરી તોપણ તે પોતાના પુત્રને જોવાની ઈચ્છાને લીધે અને તેના બાળ્યાવસ્થાના ચરિત્રને સંભારી મહા દુઃખ પામી કરૂણાવાળા શબ્દ બોલીને હા! પુત્ર, હા! શ્રેષ્ટ વધૂ તમે, કયાં છો!! કયાં છો!! કયાં છો!! એમ વિલાપ કરતાં રૂદન કરવા લાગ્યાં.

તે સમય આશ્રમવાસી બ્રાહ્મણોના મધ્યમાંથી એક વાણીની સિધ્ધિવાળા સુવર્ચા નામના બ્રાહ્મણે તેમને કહ્યું કે, હે સ્ત્રી સહિત દ્યુમત્સેન તમારી વહુ સાવિત્રી તપ, ઈંદ્રિયનિગ્રહ તથા આચારયુક્ત છે, તેથી તમારો પુત્ર સત્યવાન જીવેછે. ગૌતમ નામના બ્રાહ્મણે કહ્યું કે, હું અંગ સહિત સર્વ વેદને જાણું છું, મેં મોહોટું તપ કર્યું છે, મેં બાળપણથી બ્રહ્મચર્ય પાળ્યું છે, ગુરૂ તથા અગ્નિને સંતોષ્યા છે, સાવધાન થઈ સર્વ વ્રત કર્યાં છે, વાયુનું ભક્ષણ કર્યુંછે, તથા વિધિ પૂર્વક ઉપવાસ પણ કર્યા છે, એ તપે કરી બીજા સર્વના અભિપ્રાયને હું જાણુંછું. માટે મારા સત્ય વચન સાંભળો કે, સત્યવાન જીવેછે, એમાં કશો પણ સંદેહ નથી. કોઈ શિષ્યે કહ્યું કે, જેમ મારા ઉપાધ્યાયના મુખમાંથી નીકળતાં વાકય મિથ્યા થતાં નથી તેમ મારૂં વાક્ય પણ મિથ્યા થતું નથી. માટે હું કહુંછું કે, સત્યવાન જીવેછે. રૂષિઓએ કહ્યું કે, સત્યવાનની સ્ત્રી સાવિત્રી સૌભાગ્યને વધારનાર, શ્રેષ્ટ ગુણવાળી છે, તેથી સત્યવાન જીવેછે.

ભારદ્વાજ રૂષિ બોલ્યા કે, જેમ સાવિત્રી તપ, જીતેંદ્રિયપણું તથા રૂડા આચારવાળી છે, તેમ સત્યવાન જીવેછે. દાલભ્ય રૂષિએ કહ્યું કે, હે દ્યુમત્સેન જેમ તમને દૃષ્ટિની પ્રાપ્તિ થઈ છે, જેમ સાવિત્રીનું વ્રત છે, તથા જેમ પારણું કર્યા વગર વનમાં ગઈ છે. તેમ સત્યવાન જીવેછે. આપસ્તંભ રૂષિ બોલ્યા કે, જેમ પ્રસન્ન એવો દિશાને વિષે મૃગ તથા પક્ષિ શબ્દ કરેછે, અને રાજ્યપદને પ્રાપ્ત કરે એવો તમારો ધર્મ છે, તેમ સત્યવાન જીવે છે. ધૌમ્ય રૂષિએ કહ્યું કે, હે દ્યુમત્સેન, જેમ તમારો પુત્ર સર્વગુણ યુક્ત સર્વ જનને પ્રિય છે, અને જેનામાં મોહોટાં આયુષને વધારનારાં લક્ષણો છે, તેમ તે જીવેછે.

એ પ્રમાણે સત્ય વાક્ય બોલનારા તપસ્વિ બ્રાહ્મણોએ આશાવાસના કરેલો દ્યુમત્સેન રાજા તેમનાં વચનથી સંતોષ નહીં પામીને વૃક્ષની પેઠે સ્થિર થઈ બેઠો. તેને એક મુહુર્ત માત્ર ગયા પછી પોતાના સ્વામિ સત્યવાન સહિત સાવિત્રી પોતાના આશ્રમ નજીક આવી, અને મોહોટા હર્ષથી તે બેઉએ તેમાં પ્રવેશ કર્યો. તે સમય બ્રાહ્મણોએ દ્યુમત્સેનને કહ્યું કે, હે પૃથ્વીના પતિ અમે તને પુત્રસહ વર્ત્તમાન તથા નેત્રવાળા થયેલા જોઈને તમારી ચઢતી દશા પુછીએ છીએ કે, હે રાજા તમે પોતાના પુત્રના સમાગમે કરી સાવિત્રીને જોવાથી, તથા નેત્ર પ્રાપ્ત થવાથી વૃદ્ધિને પામ્યા એ ઘણું સારૂં થયું. હે દ્યુમત્સેન અમે સહુએ જેમ કહ્યું તેમજ થયું. અને હજી પણ કહીએ છીએ કે, તમને થોડા કાળમાં સર્વ સમૃદ્ધિની પ્રાપ્તિ થશે.

એ પ્રમાણે કહીને સર્વ બ્રાહ્મણો અગ્નિને પ્રજવળિત કરી દ્યુમત્સેનની પાસે બેઠા, અને તેમના કેહેવાથી સાવિત્રી તથા સત્યવાન સહિત શૈબ્યા પણ એક બાજુ જુદી બેઠી. ત્યાર પછી દ્યુમત્સેન રાજા સહિત બેઠેલા વનવાસી બ્રાહ્મણો અચંબો પામીને તે રાજાના પુત્ર સત્યવાનને પુછવા લાગ્યા કે, હે મહા સમર્થ સત્યવાન, તારી સ્ત્રી સહિત તું વનમાંથી વેહેલો કેમ ન આવ્યો? ઘણો વખત કેમ થયો? તને શું કાંઈ અડચણ પડી હતી કે? હે દ્યુમત્સેનના પુત્ર તેં તારાં માતા પિતાને તથા અમને સંતાપવાળાં કર્યાં તેનું કારણ અમે કાંઈ જાણતાં નથી, માટે તે બધું તું કેહેવા યોગ્ય છો. સત્યવાને કહ્યું કે, હે તપસ્વિ બ્રાહ્મણો હું મારા પિતાની આજ્ઞા લઈ સાવિત્રી સહિત વનમાં ગયો, અને ત્યાં કાષ્ટ કાપતાં મને એકાએક મસ્તકમાં દુઃખ થયું, તેથી જેટલી વાર પૂર્વે કોઈ દિવસે નહીં સુતો હતો તેટલી વાર સુતો માટે તમો સર્વને કાંઈ પણ સંતાપ થાઓ મા. એજ કારણથી મને આવતાં વિલંબ થયોછે, બીજું કાંઈ પણ કારણ, નથી. ગૌતમ નામના બ્રાહ્મણે કહ્યું કે, હે સત્યવાન તારા પિતાને અકસ્માત નેત્રની પ્રાપ્તિ થઈ તેનું કારણ જો તું ન જાણતો હો તો તારી સ્ત્રી સાવિત્રી કેહેવા લાયક છે.

એ પ્રમાણે સત્યવાનને કહીને ગૌતમ બ્રાહ્મણે સાવિત્રીને કહ્યું કે, હે સાવિત્રી તું સાવિત્રીના સરખી તેજવાળી છે, માટે ભૂત તથા ભવિષ્ય જાણેછે, એમ હું માનુંછું. માટે તારાથી સાંભળવા ઈચ્છુંછું કે, તારા સસરાને અકસ્માત નેત્ર પ્રાપ્ત થવાનું કારણ તું જાણેછે, માટે જો તે કેહેવું ગુપ્ત

રાખવા યોગ્ય ન હોય તો અમને સત્ય કેહે. સાવિત્રીએ કહ્યું કે, હે ગૌતમ, તમે જેમ કહોછો તે તેમજ છે. તમારી શંકા મિથ્યા નથી, તેમ મારે કેહેવું તેમાં કાંઈ ગુપ્ત રાખવા યોગ્ય પણ નથી; માટે જે હું યથાર્થ કહું તે તમે સાંભળો. હે બ્રાહ્મણો મને મહાત્મા નારદજીએ મારા પતિનું મૃત્યુ કહ્યું હતું, તેનો દિવસ આજ પ્રાપ્ત થયો તેથી હું પતિની સાથે રહીછું હે તપસ્વિ બ્રાહ્મણો, જ્યારે મારા પતિ મસ્તકની વેદનાથી સુતા હતા, ત્યારે તેની પાસે સાક્ષાત યમરાજા આવ્યા, અને એને બાંધિને પિત્રુઓએ સેવેલી દક્ષિણ દિશા તરફ લઈ જવા લાગ્યા. તે સમય મેં શ્રેષ્ટ વચનથી દેવતારૂપ યમની સ્તુતિ કરી, જેથી પ્રસન્ન થઈ તેણે મને પાંચ વરદાન આપ્યાં તે હું તમને કહું તે સાંભળો. મારા સસરાને નેત્ર તથા રાજ્ય પ્રાપ્તિ. મારા પિતાને એકસો પુત્રની પ્રાપ્તિ, મને એક સો પુત્ર પ્રાપ્ત થાય તથા મારા સ્વામિનું ચારસો વર્ષનું આયુષ્ય થાય, એ પાંચ વરદાન મને મલ્યાં છે. હે બ્રાહ્મણો, મેં આ વ્રત કર્યું તેનો હેતુ એ કે, નારદજીએ કહેલું મૃત્યુ મારા સ્વામિને પ્રાપ્ત ન થાય અને જીવતા રહે, માટેજ કર્યું છે. હે તપસ્વિ અમને વનમાં ઘણી વાર લાગી તેનું જે કારણ હતું તે મેં તમને સર્વ કહ્યું.

રૂષિઓએ કહ્યું કે, હે સાધ્વિ આ દ્યુમત્સેન રાજાનું કુળ નાશ પામ્યું હતું તેનો સુંદર વ્રત તથા શિયળવાળી અને કુળવાન એવી તેં પાછો ઉધ્ધાર કર્યો એ ઘણું સારૂં કર્યું.

એ પ્રમાણે આવેલા રૂષિઓ, શ્રેષ્ટ સ્ત્રી સાવિત્રીનું વખાણ કરી, તેનો સત્કાર કરી, સત્યવાન સહિત દ્યુમત્સેન

રાજાની રજા લઇને મોહોટા હર્ષથી કલ્યાણ રૂપ માર્ગે કરી અનાયાસે પોત પોતાના સ્થાન પ્રત્યે ગયા. તે રાત્રિ વ્યતીત થઈ અને સૂર્ય મંડલનો ઉદય થયો ત્યારે તપરૂપ ધનવાળા સર્વ બ્રાહ્મણો સવારના વખતનું સંધ્યાદિ નિત્ય કર્મ કરીને દ્યુમત્સેનના આશ્રમ પ્રત્યે આવ્યા. અને તે રાજા પાસે આવી સાવિત્રીનો પતિ જીવતો થયો તે રૂપ મોટું ભાગ્ય વારંવાર કેહેતાં તૃપ્ત થતા ન હતા. ત્યારપછી શાલ્વ દેશથી દ્યુમત્સેન રાજાના સર્વ સેવકો તેની પાસે આવ્યા. અને તેને નેત્રવાળા જોઈ, અત્યંત વિસ્મય પામી હાથ જોડીને મસ્તકે કરી સાષ્ટાંગ દંડવત્ કરી બોલ્યા કે, હે રાજા પ્રધાને સહાય કરનાર તથા તેના બાંધવો સહિત તમારા શત્રુને માર્યો, તેથી તેની સર્વ સેના ભાગી ગઈ. ત્યારપછી સર્વ પ્રજા જે આપણો રાજા નેત્ર વગરનો છે, તે નેત્રવાળો હોય અથવા નેત્ર વગરનો હો, પણ તેજ પાછો આપણો રાજા થાઓ એમ એકમત થઈ તેઓએ અમને તમારી પાસે મોકલ્યા છે, માટે તમારૂં કલ્યાણ થાઓ. તમે સ્વરાજ્ય પ્રત્યે ચાલો, અને પિતા તથા પિતામહાદિ પરંપરાના રાજ્યનું પાલન કરો. અને આ વાહનો તથા ચતુરંગિણી સેના આવી છે, તેને જુઓ!

એ પ્રમાણે ચાકરોથી પ્રધાને બાંધવો સહિત શત્રુનો નાશ કર્યો, તે તથા પ્રજાની ઇચ્છા સાંભળીને પોતાના પુત્ર સત્યવાન સહિત દ્યુમત્સેન રાજા આશ્રમમાં નિવાસ કરનાર વૃદ્ધ બ્રાહ્મણોને નમસ્કાર કરી પોતાના પુર પ્રત્યે ગયો. તે સમય સાવિત્રી સહિત શૈબ્યા પણ પુરૂષોએ જેને ઉપાડયો

હતો એવા, સુંદર બિછાનાવાળા મ્યાનામાં બેસી સેનાથી વિંટાઇને પોતાના પતિ તથા પુત્ર સહિત ગઈ. ત્યારપછી પુરોહિતોએ દ્યુમત્સેન રાજાને પ્રીતિએ કરી રાજ્યાભિષેક કર્યો. તથા મહાત્મા સત્યવાનને પાટવી કુંવરનો અભિ-ષેક કર્યો. ત્યારપછી કેટલોક કાળ ગયો ત્યારે સાવિત્રીને મહા શૂરવીર, યુદ્ધમાંથી કદી પણ પાછા નહીં હટનાર અને માતા પિતાની કીર્ત્તિને વૃદ્ધિ કરનારા એકસો પુત્ર થયા.

યમરાજાએ સાવિત્રીને વરદાન આપવાથી તેના પિતા મદ્રદેશના અધિપતિ અશ્વપતિ રાજાને પણ એકસો પુત્ર થયા. એ પ્રમાણે સાવિત્રીએ પોતાના શિયળરૂપ વ્રતથી પોતાના આત્માને, માતા તથા પિતાને, સાસુ સસરાને અને સ્વામિને મહા કષ્ટથી મુકાવ્યા છે. જે કોઈ સ્ત્રી પુરૂષ ભક્તિથી આ સાવિત્રીના ઉત્તમ આખ્યાનને સાંભળે તેની સર્વ કામના પરિપૂર્ણ થાય, અને લક્ષ્મીની પ્રાપ્તિ તથા તે સુખી પણ થાય. અને કદી દુઃખ પામે નહીં.

એ પ્રમાણે દેવીએ સદાચરણ ગૌરીને મહા પતિવ્રતા સાવિત્રીનું આખ્યાન સંભળાવીને કહ્યું કે, હે પુત્રી, આ સાવિત્રીનું પવિત્ર આખ્યાન સાંભળી તથા વાંચી જે સ્ત્રીઓ હાલ પણ દંભ છોડી દઈ નિષ્કપટપણાથી પોતાના પતિની તથા સાસુ સસરાની સેવા કરી પોતાનું શિયળ સાંચવી તે-મને પ્રસન્ન કરે તો આ લોકમાં તેને કોઈ જાતનું દુઃખ થાય નહીં, બધું અનુકૂળ રહે, ને અંતે પણ ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય. ને તે પોતાના પિતા તથા પતિ બંનેના કુળના દશદશ પેઢીના પિતૃઓનો ઉધ્ધાર કરે. એ રીતે ધર્મે

ચાલવાથી વિના મેહેનતે એવું મોહોટું ફળ થાયછે. માટે કુલીન સ્ત્રીઓએ પોતે સદાચરણથી વર્તિ બીજી સમજ વગરની સ્ત્રીઓને પણ તેવી રીતે આચાર બતાવો પાલવાનો ઉપદેશ કરવો કેમકે તેવો ઉપદેશ કરવાથી તે સ્ત્રીઓ સુખ તથા યશ પામે ને દુઃખથી મુક્ત થાય તેનો બદલો પણ પરમેશ્વર તે ઉપદેશ કરનારને આપે. માટે ઉત્તમ સ્ત્રીઓએ પોતે ધર્મ પાળી બીજી અજાણ સ્ત્રીઓને પણ ધર્મ બતાવવો એમ શાસ્ત્રકારોનું કેહેવું છે.

એ પ્રમાણે દેવીનાં અમુલ્ય વાક્ય સાંભળીને સદાચરણ ગૌરીએ કહ્યું કે, હે માતુશ્રી, આપ જેમ જેમ મને પતિવ્રતા સ્ત્રીઓના ધર્મ સંભળાવોછો તેમ તેમ મને સાંભળવાનો વધારે ઉત્સાહ થાયછે, માટે હજુ પણ પતિવ્રતા સ્ત્રીઓના ધર્મ સંભળાવવા કૃપા કરશો.

એવાં સદાચરણ ગૌરીનાં વચન સાંભળી તે પ્રત્યે દેવી કેહેવા લાગ્યાં કે, હે પુત્રિ, પતિવ્રતા સ્ત્રીઓના ધર્મ સાંભળવાનો તારો ઉત્સાહ જોઈ હું બહુ તારા ઉપર પ્રસન્ન થઈછું; તેથી પુરાણમાં પતિવ્રતા સ્ત્રીઓના જે ધર્મ કહેલાછે તે તને કહું તે સાંભળ.



## પ્રકરણ ૮ મું.

### પુરાણમાં કહેલા પતિવ્રતા સ્ત્રીઓના ધર્મો.

સાધ્વી સ્ત્રીએ પોતાનો સ્વામિ કુરૂપ, ખરાબ વ્રતવાળો, વા સારા વ્રતવાળો, રોગી, પિશાચ સરખો, ક્રોધિ, મદિરા પીનાર, વૃદ્ધ, ગાફલ, મુંગો, અંધ, બેહેરો, તીક્ષ્ણ સ્વભાવ-વાળો, દરિદ્ર, અતિ લોભી, નિંદિત, બીકણ, કપટી તથા ખરાબ માર્ગે ચાલનાર હોય તોપણ મન, વાણી તથા કાયાએ કરી તેની દેવની પેઠે પુજા કરવી; પણ કોઈ રીતે તેનું ખ-રાબ કરવું નહીં. તેમાં કુલીન સ્ત્રીએ બાળપણમાં, જુવા-નીમાં, તથા ઘડપણમાં ઘર મધ્યે કાંઈ પણ કામ સ્વતંત્ર-પણાથી કરવું નહીં. અને હમેશ અહંકાર, કામ તથા ક્રોધને છોડી દઈ પોતાના પતિના મનને આનંદ પમાડવો અને પોતે ક્યાંયપણ માણસોના મેલાવડામાં ઘણું કરીને તો જવુંજ નહીં. અને કદી જરૂર પડે તો અમુલ્ય એવા પો-તાના ધર્મરક્ષણ વાસ્તે કામી એવા બીજા પુરૂષો પોતા તરફ જુવે તેની તરફ નજર ન કરતાં મનને પણ વિકાર પામવા દેવું નહીં.

એ રીતે જે સ્ત્રી ખુબસુરત તથા જુવાન છે અને ગાવા તથા નાચવામાં અતિ ચતુર છે તોપણ જેનું મન કોઈ રીતે ક્યાંય પણ વિકારને પામતું નથી એવી ધર્મ પાળનારી સાધ્વી સ્ત્રી, પોતાના શરીરમાં જેટલાં રૂવાંટાં છે તેટલા હજાર વર્ષ પર્યંત પોતાના પ્રાણનાથ સહિત ઉત્તમ સ્વર્ગ સુખને ભોગવેછે. ને કુ-લીન સ્ત્રીઓ દેવ મનુષ્ય તથા ગંધર્વ હોય, પણ પોતાના

પતિના વગર બીજા પર પુરૂષને ઇચ્છતિ નથી. એવી સ્ત્રી આ લોકના ભૂષણરૂપ છે. તેવી સ્ત્રી પોતાના પ્રિય પતિનું ક્યારે પણ અપ્રિય કરતિ નથી. અને તે જમ્યા કેડે પોતે જમે વળી તેના. દુઃખથી પોતે દુઃખિત થાય અને તેને આનંદ થયાથી પોતે આનંદ પામે, તે પ્રવાસમાં જાય ત્યારે મલિન વસ્ત્ર પેહેરે, સુતા પછી સુએ ને ઉઠયા પેહેલાં ઉઠે, હમેશ પતિમાં ચિત્ત રાખે, સાસુ સસરાની ભકિત કરે, ધર્મ કાર્યમાં પોતાના સ્વામિને અનુકૂળ વર્ત્તે, તેમજ અર્થ કાર્યમાં, સંગ્રહ કરવામાં, તથા ઘરની જણસો સમી કરવામાં જે હમેસ જોડાયલી રહે તે સ્ત્રી પૃથિવના ભૂષણરૂપ છે. અને પોતાનો સ્વામિ જયારે બાહારથી આવે તે વખતે તેને જોતાંજ હર્ષથી ઉભી થઈ આસન તથા પાણી આપે, નિરંતર મુખ કમળ પ્રસન્ન રાખે, વખતસર ભોજન કરાવે, ને ભોજન વખતે ભર્તા પાસે ક્યારેય અપ્રિય વાકય ન બોલે, તેમજ પોતાના સ્વામિને આસન આપવું, ભોજન કરાવવું, તેનું સન્માન કરવું તથા તેને પ્રિય એવાં વાકય બોલવાં, એટલાં કાર્યમાં જે હમેશાં સાવધાન રહે તે સ્ત્રી પૃથિવનાં ભૂષણરૂપ છે. અને ઘરના ખર્ચ વાસ્તે પોતાના સ્વામિએ જે કાંઈ દ્રવ્ય આપ્યું હોય તેમાંથી ઘરનું ખર્ચ પુરૂ પાડી બચાવ કરે, અને દાન વાસ્તે સ્વામિએ આપેલાં દ્રવ્યમાંથી લોભને લીધે કાંઈપણ બચાવે નહીં; અને પોતાના સ્વામિની આજ્ઞા વગર બંધુઓને પણ ધન આપે નહીં. કોઈની જુઠી વાત, અસંતોષ, પર પુરૂષની વાતો, અતિ હાસ્ય, અતિ રોષ તથા ક્રોધનો પણ ત્યાગ કરે અને પોતાનો સ્વામિ જે જે વસ્તુનો અનાદાર કરે તે તે વસ્તુનો પોતે પણ અનાદર કરે, અને

પોતાના પતિને પ્રસન્ન કરવા સારૂ દાંતને શુધ્ધ કરી શરીરે તેલ ચોળી સ્નાન કરે એવી સ્ત્રી પૃથ્વીનાં ભૂષણરૂપ છે. ને ઋતુમતી થાય ત્યારે ત્રણ દિવસ છોડી દઈ ચોથે દિવસે શુધ્ધ થઈ ઘરનાં કામને યોગ્ય થાયછે કારણ પ્રથમ દિવસે રજસ્વળા સ્ત્રી ચાંડાળ સરખી, બીજે દિવસે બ્રહ્મહત્યારી, ત્રીજે દિવસે ધોબણ સરખી અને ચોથે દિવસે શુધ્ધ થાય. સ્ત્રી ત્રણ દિવસ રજસ્વલા હોય ત્યારે તેણે સ્નાન, શૌચ, ગાયન, રોવું, હસવું, વાહન પર બેસવું, અંજન આંજવું, દ્યૂત રમવું, ચંદનનો લેપ,- દિવસે સુવું, દાતણ, વિષયની ઈચ્છા, દેવતાનું પૂજન તથા દેવતાને નમસ્કાર એ કહેલાં સર્વ કરવાં નહીં. ને ત્રણ દિવસ રજસ્વલા સ્ત્રીનો તેના પતિએ સ્પર્શ વા તેની સાથે ભાષણ પણ કરવુ નહીં. તેમ તે રજસ્વલાએ પણ ત્રણ દિવસ સુધી પોતાનું મુખ દેખાડવું નહીં. અને પોતાનું વાક્ય પણ સંભળાવવું નહી. અને પછી ચોથે દિવસે સ્નાન કરી શુદ્ધ થઈ પોતાના પતિ વા સૂર્ય નારાયણનાં દર્શન કરવાં પણ બીજાનું મુખ જોવું નહી, પછી પોતાની શુદ્ધી વાસ્તે પંચગવ્ય વા દુધ પીવું.

. એ રીતે વર્ત્તનારી સાધ્વિ સ્ત્રીઓ જ્યારે ગર્ભવતી થાય ત્યારે પણ નિયમમાં તત્પર રહે, મંગળ ભાષણ કરે, સાવધાન, પોતાના ભર્તાનાં પ્રિય તથા હિતમાં તત્પર, સ્વધર્મમાં પ્રીતિમાન, પ્રસન્ન મુખવાળી, જેને રક્ષા બાંધીછે એવી, વાસ્તુ પૂજનમાં તત્પર રહે, ખરાબ સ્ત્રીઓ સાથે ભાષણ ન કરે, સુપડાના વાયુનો ત્યાગ કરે, છોકરાં મરી જતાં હોય એવી સ્ત્રીની સોબત તથા પારકાના ઘરનું રાંધેલું

અન્ન ત્યાગ કરે, કાંઈ બીભત્સ પદાર્થને પણ જુવે નહીં, ભયંકર વાર્ત્તા સાંભળે નહીં, ભારી, અતિ ઉષ્ણ તથા કાચું રહેલું અનાજ ખાય નહીં, એ વિધિએ ચાલનારી સ્ત્રી રૂડા પુત્રને પામે. અને જો એમ નિયમ ન પાળે તો ગર્ભપાત અથવા જન્મ આપતી વખતે મહા કષ્ટને પામે. પોતાના સરખા ગુણે કરી હલકી પોતાની શોક હોય તેને નીંદે નહીં, પોતાના પુરૂષ વગર બીજાનું નામ તથા વર્ણન પણ કરે નહીં, પતિથી દૂર રહે નહીં, હમેશ પોતાના પ્રાણપ્રિયની પાસે રહે, પોતાના સ્વામિએ હુકમ આપેલ જગ્યાએ બેસી સ્વામિ સન્મુખ રહે. પોતાની ઈચ્છા પ્રમાણે દિશાઓમાં વા પારકા જન સામે જુવે નહીં, ને વિલાસે કરી પોતાના પરમેશ્વર રૂપ સ્વામિનું મુખ કમળ જોયા કરે, પોતાનો સ્વામિ કાંઈ સારી વાર્તા કહે તે આદરથી શ્રવણ કરે. પોતાના સ્વામિ ભાષણ કરતા હોય ત્યાં વચમાં બોલે નહીં, તે હુકમ કરે તે વખતે ઉત્સાહથી તેની સામે જાય, પોતાનો સ્વામિ કાંઈ સંગીત કે વાર્તા કરતા હોય તે સાંભળી પોતે આનંદ પામે. અને કોઈ વખતે પણ ભર્તાની સમીપે ઉદ્વેગ ચિત્તથી રહે નહીં. તેમજ કોઈ વખતે કાંઇ બાબત સર તેની સાથે કલેશ પણ કરે નહીં. ને પોતાનો પ્રાણનાથ કોઈ વખતે કોપ કરે, તિરસ્કાર કરે તોપણ પોતાએ એમ જાણવું કે, મારામાં કાંઈ પણ ભુલ હશે તેથીજ સ્વામિનાથે મારા કલ્યાણ વાસ્તે મને કહ્યું, એમ જાણી કાંઈ પણ તેને વિષે, દોષ બુદ્ધિ ન લાવતાં આનંદયુકત મુખથી તેની પાસે જઈ સારી વાતો કરે અને પોતાના કુંટુંબીઓના ઘર પ્રત્યે કોઈ પ્રસંગે જવું હોય તો પતિની આજ્ઞા લઈ ઘરનો

વૃદ્ધ અવસ્થાવાળો કુલીન માણસ સાથે લઈ જાય, ત્યાં પણ થોડો વખત રહી પોતાના ઘર પ્રત્યે તરત આવે. પારકા સાથે હાસ્યની વાતો કરે નહીં, પારકી ચેષ્ટાનું ચિંતન કરે નહીં, પોતાની ઈચ્છા પ્રમાણે ફરે નહીં, પારકા પુરૂષનો સ્પર્શ પણ કરે નહીં, એક વસ્ત્ર પેહેરી ફરે નહીં. અને પોતાનો પતિ કોઈ વખત કયાંય પ્રવાસ કરવા તૈયાર થાય તે વખતે કાંઈ અમંગળ બોલે નહીં, તેમ તેઓને અટકાવે પણ નહીં, તેમ રૂદન પણ કરે નહીં. એવી સાધ્વી સ્ત્રી પૃથ્વીના ભૂષણરૂપ છે. ને તે દેશાંતર ગયા પછી પોતાનું શરીર ચોળી નાહાય નહિ, સાસુ સસરા સિવાય બીજે કયાંય નિદ્રા કરે નહીં. પ્રતિ દિવસ પતિને સમાચાર મોકલે, તેના કુશળની ખબર કઢાવવા દૂતો મોકલે, તેના કુશળ વાસ્તે પ્રસિદ્ધ દેવોની યાચના કરે. ક્રીડા, શરીરના સંસ્કાર સમાજ તથા ઉત્સવનું જોવા જવું, હાસ્ય તથા પારકે ઘેર જવું, એટલાં વાનાં જેનો પતિ પરદેશ ગયો હોય, તે સ્ત્રી ત્યાગ કરે. મલિન વસ્ત્ર પેહેરે, તિલક તથા અંજન કરે નહીં. સુગંધ તથા પુષ્પાદિકનો ત્યાગ, કેશ ઓળવા તથા વિશેષ દાંતની શુદ્ધી પણ કરે નહીં, મોટેથી હસે નહીં, કેમકે ઈત્યાદિ દોષ સ્ત્રીઓને નિત્ય દુઃખ દેનાર છે અને સ્વામિ ઘેર આવ્યા પછી તે સર્વ નિયમ છોડી દઈ પોતાના ઘરના કાર્યથી નિવૃત્ત થઈ હળદી ચોળી શરીરને ધોઈ સ્વચ્છ જળથી પોતાના ઘરેણાં ધોઈ પેહેરી જેનું મુખ કમળ પ્રસન્ન છે એવી સાધ્વી સ્ત્રી પોતાના પ્રિય પતિની પાસે જાય.

એ રીતે વ્રત પાળનારી સ્ત્રી પોતાનો સ્વામિ બોલાવે

તે વખતે ઘરનાં કામ છોડી દઈ જલદી સ્વામિ પાસે જઈ કહે કે, હે સ્વામિનાથ, મને શું કરવા આપે બોલાવી. આજ્ઞા કરો. ઘરના દ્વાર વિષે પણ ઘણી વાર ઉભિ નહીં. ઘણું કરી ઘરનાં દ્વાર પ્રત્યે જાય પણ નહીં. ને પોતાના સ્વામિએ કાંઈ સ્નેહથી પોતાને આપ્યું હોય તે કોઈને આપે નહીં; અને સ્વામિનું ઉચ્છિષ્ટ અન્ન ફળાદિક મોહોટા હર્ષથી ગ્રહણ કરે, ને આ મહા પ્રસાદ છે એમ જાણી પોતે આનંદ થાય. વળી પોતાનો સ્વામિ સુખેથી સુતેલો, બેઠેલો તથા રમતો હોય તો તેને કોઈ કામ વાસ્તે કદી ઉઠાડે નહીં. પોતે એકલી ક્યાંય પણ જાય નહીં. વસ્ત્ર વગર સ્નાન તથા શયન પણ કરે નહીં. સ્વામિનો દ્વેષ કરનારી સ્ત્રી કદી સારી હોય તોપણ તેનો સત્કાર કરે નહીં. એવી સ્ત્રી પૃથ્વીના ભૂષણરૂપ છે. વળી કુલીન સ્ત્રીએ ખાંડણી, સાંબેલું, પાટ, ઘંટી, ચારણી તથા દરવાજા વિષે ક્યારે પણ બેસવું નહીં. અને પોતાને તીર્થ કરવાની ઈચ્છા થાય ત્યારે પોતાના પતિના સ્વચ્છ જળથી પગ ધોઈ તે જળ પી જવું. ને સ્ત્રીઓને બીજો પણ એક પરમ નિયમ કહેલો છે જે, સ્ત્રીએ પોતાના સ્વામિના ચરણાર વિંદનું પૂજન કરી ભોજન કરવું; કેમકે સ્ત્રીને શિવ તથા વિષ્ણુ કરતાં પણ પોતાનો પતિ અધિક છે. જે સ્ત્રી બહારથી આવેલા પોતાના સ્વામિને જોઈ જલદી ઉભી થઈ તેને જળ તથા આસન આપી તાંબુલની બીડી આપી તેને પંખો નાખતાં તેના ચરણની સેવા કરે, તેને અત્યંત પ્રિય લાગે એવાં વાક્ય બોલે, તે સ્ત્રીને વિદ્વાન પુરૂષો પતિવ્રતાની શિરોમણી કહે છે. કેમકે સ્ત્રીને તો પોતાનો ભર્તાજ દેવ, ગુરૂ, ધર્મ તથા વ્રત છે.

માટે કુલીન સ્ત્રીઓએ સર્વ છોડી દઈ પોતાના પતિરૂપ પરમેશ્વરનીજ સેવા કરવી.

એ રીતે સ્ત્રીઓના ધર્મ કહેલા છે, તે પ્રમાણે ચાલનારી સ્ત્રીઓ સ્વર્ગાદિ પરલોકમાં જઈ પોતાના ધર્મના પ્રભાવથી પોતાના પ્રાણપ્રિય સહિત જેની દેવ સ્ત્રીઓ પણ પ્રશંસા કરેછે એવી તેઓ, હજારો વર્ષ પર્યંત ત્યાં અતિ ઉત્તમ એવું સુખ ભોગવેછે. ત્યાં અપ્સરાઓ જેની આગળ નાચ કરેછે, તથા ગંધર્વ પણ ગાયન કરેછે, એવાં તે સ્ત્રી પુરૂષ, તે ઉત્તમ લોકનું સુખ ભોગવી પાછાં સ્વર્ગ ભોગવતાં અવશેષ રહેલાં પુણ્યથી કોઈ શ્રીમંતને ઘેર તેજ જોડું પાછું જન્મ લેછે. ત્યાં રોગરહિત, ઇચ્છિત ધન, વિનયવાન પુત્ર પૌત્રને પામી, વળી આ લોકમાં કીર્ત્તિ પામી ઉત્તમ લોકને પામેછે. એમ વધતાં વધતાં ધર્માચરણના બળથી છેવટ પરમેશ્વરને પામેછે. અને જે સ્ત્રીઓ ક્ષણભંગુર એવા આ મનુષ્ય દેહને પામી ખરાબ સોબતને લીધે પોતાના શિયળથી ભ્રષ્ટ થાય છે તો તેને એટલાં તો દુઃખ થાય છે કે, જેનો પાર નથી; ને તે કાળે કરી વધતાં જાય છે, જેમાંથી પાછું નિકળવું મુસ્કીલ થઈ પડેછે. જે સ્ત્રી પોતાના પતિનાં વચનને ઉલ્લંઘન કરી વ્રત, ઉપવાસ તથા નિયમ કરેછે તે પોતાના સ્વામિનું આયુષ્ય ઓછું કરેછે; અને મુવા પછી પણ નરકમાં પડેછે. જે સ્ત્રી પોતાના સ્વામિની સામે ક્રોધ કરી જવાબ દેછે તે ગામ વિષે કુત્રી થાય, તથા નિર્જન વનમાં શિયાલડી થઈ રહેછે. અને જે સ્ત્રી પોતાના સ્વામિને છોડી દઈ પોતે

એકલી મીઠું મોઠું ખાય તે ઘુડ પક્ષિણી થઈ વૃક્ષની પોલમાં રહે. જે સ્ત્રી પોતાના સ્વામિને છોડી દઈ કેવળ એકાંન્તમાં ફરે, તે ગામ વિષે વિષ્ટા ખાનારી ડુકરી થાય. જે પોતાના સ્વામિ સામે હુંકારા ટુંકારાથી બોલે તે બીજા જન્મમાં મુંગી થાય. જે સ્ત્રી પોતાના પતિના માતા પિતા તથા તેના બંધુ-ઓનો દ્વેષ કરે તે, જન્મો જનમ મલમૂત્ર તથા કાદવમાં ફર-નારી છછુંદરો થાય. જે પોતાની શોકનો સદાય ઈર્ષા કરે તે બીજા જન્મમાં દુર્ભાગણી થાય. જે પોતાના પતિની દૃષ્ટિ ચુકાવી બીજા કોઈ સામે જુએ તે સ્ત્રી તે પાપને લીધે બીજા જન્મે કાંણી તથા એવી તો કદરૂપી થાય કે, ચાલતાં સુધી એને કોઈ પરણે નહીં. તે વિષે ભાગવતના તૃતીય સ્કં-ધમાં પણ કહેલું છે કે, જે સ્ત્રી પોતાના પતિને છોડી બીજા પુરૂષનો સંગ કરેછે, અને જે પુરૂષ પોતાની સ્ત્રી છોડી દઈ બીજી સ્ત્રીઓનો સંગ કરેછે, તે બંને આ લોકમાં અપ-કીર્ત્તિને પામો અને મુવા પછી યમપુરીમાં તામીસ્ત્ર, અંધતામીસ્ત્ર તથા રૌરવ નામના નરકમાં પડેછે. તેમજ શ્રીમદ્ ભાગવતના પંચમ સ્કંધમાં ૨૬) મા અધ્યાયમાં કહ્યું છે કે, જે પુરૂષ પોતાની ધર્મ સ્ત્રીને છોડી દઈ અગ-મ્ય એવી પર સ્ત્રી પ્રત્યે ગમન કરે, ને જે સ્ત્રી પણ પોતાના પ્રિય પતિનો ત્યાગ કરી બીજા અગમ્ય પુરૂષ પ્રત્યે ગમન કરે, તે બંનેને મુવા પછી પરલોકમાં યમદૂતો મોઢાલાથી માર આપતાં, તપાવેલી લોહમય સ્ત્રીની મૂર્ત્તિ સાથે પુરૂ-ષને અને તપાવેલી લોહમય પુરૂષનો મૂર્તિ સાથે સ્ત્રીને જોશાવરીથી આલિંગન કરાવેછે. તે વખતે તે બંને પૂર્વે મોહથી કરેલાં પોતાનાં દુષ્ટ કર્મ યાદ કરી અતિ કરૂણા

આવે તે રીતે રૂદન કરેછે; અને દુઃખ સહન ન થવાથી તે યમદૂતોની આવી રીતે પ્રાર્થના કરેછે જે, અરે! અમે ભુલ્યા, હવે કયારે પણ આવાં દુષ્ટ કામ નહીં કરીએ. અરે! એક વખત માફ કરો; હવે કયારે પણ અમે નહીં કરીએ, એમ કહેછે; તોપણ જેમ ખુન કરનારને રાજાના દૂતો દયા ન આણતાં બળાત્કારથી તેમને દંડ આપેછે, તેમ યમદૂતો પણ તે પાપીઓને યમની આજ્ઞા પ્રમાણે તેમના કર્મને અનુસારે દંડ આપે છે.

એ રીતે જેમ પુરૂષને પરસ્ત્રી ગમનથી અને સ્ત્રીને પરપુરૂષ ગમનથી મહા દુઃખ થાય છે; તેમજ બીજા ચોરી, મદિરાપાન, અસત્ય બોલવું, ઇત્યાદિ મહા પાતક કરનાર પણ મુવા પછી યમરાજાને ઘેર પરવશ થઇ નાના પ્રકારની વેદનાવાળા નરકમાં પડેછે. તેમજ આ લોકમાં પણ તેવા મહા પાતકીઓની કેવી ગતિ થાયછે તે સર્વના જોવામાં આવેછે. માટે સદાચરણને છોડી દઇ જે આડે રસ્તે ચાલેછે તેમના આલોક પરલોક બેઉ બગડેછે.

એટલું કહી વળી દેવીએ સદાચરણ ગૌરીને કહ્યું કે, હે પુત્રિ, શ્રી રામચંદ્રજીની ધર્મ પત્ની સતી સીતાએ વનમાં સોના રૂપાનો માયા મૃગ જોઇ તેને મારી તેનાં ચર્મની મારે સારૂ કાંચળી સીવડાવો એમ શ્રી રામચંદ્રજી સામે હઠ કરી, તેણે ના પાડવા છતાં પણ માન્યું નહીં તેથી તેનું દુષ્ટ રાવણે હરણ કર્યું; ને તે સતી મહા દુઃખને પામી. તેમજ શ્રી મહાદેવજીની સ્ત્રી સતી પણ તેણે ના પાડવા છતાં તેના વચનને ઉલ્લંઘન કરી પોતાના પિતાને ઘેર ગઈ,

ત્યાં પિતાએ કરેલા અનાદરને જોઈ અત્યંત કલેશ પામી મૃત્યુને વશ થઈ. માટે કુલીન સ્ત્રીઓએ ક્યારેય પણ પોતાના પતિનું વચન ઉલ્લંઘન કરવું નહીં, ને જો હઠ કરી ઉલ્લંઘન કરે તો સીતા તથા સતી જેવી સ્ત્રીઓ પણ દુ:ખને પામ્યાં ત્યારે બીજી સ્ત્રીઓ દુ:ખને પામે તેમાં શું આશ્ચર્ય! માટે પોતાનું કલ્યાણ ઈચ્છનાર કુલીન સ્ત્રીઓએ પતિનું વચન કદી ઉલ્લંઘન કરવું નહીં.

એ પ્રમાણે કહી વળી દેવીએ સદાચરણ ગૌરીને કહ્યું કે, હે પુત્રિ, કદી પૂર્વના મહા પાપને લીધે સ્ત્રીને વિધવાપણું પ્રાપ્ત થાય તો તેને કેવી રીતે વર્તવું તે કહું તે સાંભળ. વિધવા સ્ત્રીએ હમેશ ધોળું (શ્વેત) વસ્ત્ર પેહેરવું, માથે કેશ રાખવા નહીં, પૃથ્વી ઉપર શયન કરવું, એક વખત ભોજન કરવું, અને હમેશ પતિમાંજ ચિત્ત રાખી ઈંદ્રિયો નિયમમાં રાખી પતિના શ્રાદ્ધાદિક ભક્તિથી કરવાં, પાન ખાવું નહીં, સુગંધી પદાર્થનું સેવન કરવું નહીં, તેમ મનુષ્યોના સમાજમાં તથા નૃત્યગીતાદિ થતાં હોય એવા નાટકાદિકમાં જવું નહિ. હમેશ ઘરમાં રેહેવું, ઘરમાં વૃદ્ધ સ્ત્રીઓ હોય તેની પાસે શયન કરવું, જરૂર પડે તો નીતિમાન વૃદ્ધ પુરૂષ સાથે ભાષણ કરવું, પણ નાની ઉમરના પુરૂષ સાથે તો ભાષણ કરવુંજ નહીં. ઘરનાં કામકાજમાં ચિત્ત રાખવું, ભગવાનની મૂર્ત્તિની સેવા કરવી, અને પોતાના બાળ બચ્ચાંને સંભાળવાં. આ કહ્યા પ્રમાણે ચાલનાર તથા ધર્મ પાળનાર વિધવાને પણ પતિવ્રતાજ જાણવી. ને તેમ ન ચાલે તો તે વિધવા મુવા પછી રૌરવ મહા રૌરવાદિ ઘોર નરકમાં પડેછે.

એ પ્રમાણે કહી વળી દેવીએ સદાચરણ ગૌરીને કહ્યું કે, હે પુત્રિ, પૂર્વે શર્યાતિ રાજાની પુત્રી સુકન્યા પણ મહા પતિવ્રતા થઈ ગઈ છે, જેણે પોતાના વૃધ્ધ તથા અંધ એવા પતિ ચ્યવન રૂષિની ઈશ્વરભાવથી સેવા કરી હતી.

એવાં દેવીનાં વચન સાંભળી સદાચરણ ગૌરીએ પુછયું કે, હે માતુશ્રી, તે શર્યાતિની પુત્રી સુકન્યાનું પવિત્ર ચરિત્ર મને કૃપા કરી વિસ્તારથી સંભળાવશો? ત્યારે દેવીએ કહ્યું કે હે પુત્રિ, હું તને કહું તે એકાગ્ર ચિત્તથી સાંભળ.

---

## પ્રકરણ ૯ મું

### શર્યાતિ રાજાની પુત્રી પતિવ્રતા સુકન્યા.

પૂર્વે વૈવસ્વત મનુંનો પુત્ર શર્યાતિ નામે રાજા હતો, તેને ચાર હજાર રાણીઓ હતી, તે બધી સુંદર રૂપવાળી, શુભ લક્ષણવાળી, રાજાઓની દીકરીઓ હતી. તેથી તે શર્યાતિને ઘણી પ્રિય હતીયો. એટલી રાણીઓ વચ્ચે તે રાજાને સુકન્યા નામે એકજ દીકરી હતી. તે સુંદર રૂપ તથા શુભલક્ષણવાળી હતી. શર્યાતિનાં શેહેરથી થોડેક દૂર, માનસરોવર સરખું એક મોહોટું તળાવ હતું. તેમાં પગથિયાં બાંધ્યાં હતાં, સ્વચ્છ પાણી ભર્યું હતું, હંસ, કારંડવ, ચકવા, ચકવી તથા સારસ ઈત્યાદિ પક્ષિયો તેમાં આનંદ પામતાં હતાં. અનેક પ્રકારનાં કમળ ખીલી રહ્યાં હતાં, ભ્રમર ગુંજાર કરતા હતા, અને તે તલાવની ચોતરફ સાગ, દેવદાર, તમાલ, આશુપાલવ, વડ, પીંપલા, કદમ, બીજોરા,

લીંબું, કેળ, ફણસ, સોપારી, નાળિયેર, જાંબુ, આંબા, આમલી. લીંમડા, ઇત્યાદી અનેક જાતનાં વૃક્ષ શોભતાં હતાં. જાઈ તથા માલતીની લતાઓ ઝાડ ઉપર ચડી ગઇ હતી. કોકિલ તથા મયુરના સુંદર શબ્દ થઈ રહ્યા હતા. તેની પાસે ઘણાં વૃક્ષવાળો ભૃગુના પુત્ર માહાત્મા ચ્યવન મુનિનો આશ્રમ હતો. જેમાં તે ચ્યવન મુનિ દૃઢ આસન કરી, પ્રાણાયામ કરી, સર્વ ઇંદ્રિયોને જીતિ, આહાર તથા જળનો ત્યાગ કરી, એકાગ્ર મને કરી તપ કરતા હતા; ઘણો વખત જવાથી તેનો ઉપર રાફડો થઈ ગયો હતો, ને માથે ઝાડ બોડ થઈ ગયાં હતાં. ત્યાં કોઈક દિવસે તે શર્યાતિ રાજા પોતાની ઘણીક સ્ત્રીઓને સાથે લઈ તે સરોવરમાં વિહાર કરવા આવ્યો. ને તે નિર્મળ જળમાં તથા કમળના વનમાં તે સુંદર સ્ત્રીઓ સહિત રમવા લાગ્યો. ને સાથે આવેલી તેની પુત્રી સુકન્યા પોતાની સખીયો સહિત તે ચ્યવન મુનિના આશ્રમમાં જઈ રમવા લાગી. પગમાં ઝાંઝર પેહેરેલી સુંદર આભૂષણવાળી તે સુકન્યા ફૂલ વીણતાં વીણતાં તે ચ્યવન મુનિના રાફડા પાસે આવી; ને તે રાફડામાં જુવે ત્યાં તેમાં બે છિદ્ર જોયાં; તેમાં પતંગિયા જેવાં બે તેજ તેના જોવામાં આવ્યાં. તેને જોઈ આ તે શું હશે એમ જાણી બાળકપણાને લીધે બે કાંટાની શૂળ લઇ તે છિદ્રમાં ખોંસી, તેટલામાં દેવકન્યા સરખી સુંદર કેશવાળી તે સુકન્યા ચ્યવન મુનિના જોવામાં આવી. ત્યારે તેણે કહ્યું કે, અરે! આ શું કરેછે? તું દૂર જા, હું તપસ્વિ છું; તું કાંટાની શૂળ ખોસ મા. એમ તેણે કહ્યું પણ તેનો સાદ નહી સાંભળતાં દૈવની પ્રેરણાથી તેમાં કાંટાની શૂળ ખોંચી તેની આંખો

ફોડી નાખી; તે ઠાંણે તેમાંથી રૂધિર નિકળ્યું. પછી તે સુકન્યા તો આમાં શું હશે એમ જાણી પાછી રમવા લાગી. તે મહા ક્રોધિ સ્વભાવવાળા ચ્યવન મુનિ તો આંખો ફુટવાથી મહા વેદનાયુક્ત થયા, ને ક્રોધને પામ્યા. તેજ વખતે તે શર્યાતિની સેનાવાળાઓનાં વિષ્ટા તથા મૂત્ર બંધ થઈ ગયાં. તેમ ઘોડા આદિ વિગેરેને પણ એ રોગ ઉત્પન્ન થયો, તે જોઈ શર્યાતિ રાજા અતિ દુઃખિત થયો. તેટલામાં સેનાવાલામાંથી કોઈએ આવી, વિષ્ટા તથા મૂત્ર બંધ થયાનો રાજા પાસે વાત કરી. શર્યાતિ રાજા આવા દુઃખની ઉત્પત્તિ થવાના કારણ વિષે વિચાર કરતો ઘેર આંવ્યો; ને પોતાના સેનાવાળાઓને પૂછ્યું કે, તળાવથી પશ્ચિમ તરફ મહામુનિ ચ્યવનનો આશ્રમ છે, તેમાં તે તપ કરેછે, તે તપસ્વિનો કોઈએ અપરાધ તો કર્યો નથી? મને તો તેથીજ આ પીડા ઉત્પન્ન થઈ હોય એમ લાગેછે. તપસ્વિ અવસ્થાએ વૃદ્ધ તે ભ્રગુ પુત્ર ચ્યવન મુનિનો જાણે કે અંજાણે કોઈએ પણ અપરાધ કર્યો છે તેમાં સંશય નથી; જે અપરાધનું આ ખરાબ ફળ થયું છે. માટે તે મુનિનો કોણે અપરાધ કર્યોછે તે મને કહો.

એવાં શર્યાતિ રાજાનાં વચન સાંભળી મળ મૂત્ર બંધ થયેલા સેનાવાળાઓએ કહ્યું કે, અમે તો કોઈ રીતે પણ તે મહા મુનિના આશ્રમમાં અપરાધ થયો હોય એમ જાણતા નથી. એ રીતે તેમણે કહ્યું, ત્યારે રાજાએ પોતાના સંબંધીઓને પુછ્યું કે, ભાઈ કોઈએ ચ્યવન મુનીના આશ્રમમાં કાંઈ ખરાબ કર્યું હોય તે કહો. તે સાંભળી

પિતા સહિત સર્વ સૈનીકોને દુઃખિત જોઈ સુકન્યાએ કહ્યું કે, હે પિતા! તે ચ્યવનના આશ્રમમાં મેં રમતાં રમતાં લતાઓથી વિંટાએલ અતિ દૃઢ બે છિદ્રવાળો એક રાફડો દીઠો, તેમાં બે પતંગિયાની પેઠે તેજ જોવામાં આવતાં પતંગિયાની શંકાએ કરી મેં તેઓને કાંટાથી વિંધિ નાખ્યા; એ ટાંણે રાફડામાં હાય હાય એવો શબ્દ પણ થોડો થોડો મારા સાંભળવામાં આવ્યો હતો, તે ટાંણે હું આશ્ચર્ય પામી, અને તે રાફડામાં શું થયું ને કોણ બોલ્યું તે મારા જાણવામાં ન આવ્યું. શર્યાતિ રાજા સુકન્યાનું એવું વચન સાંભળી, કાંઈ પણ મુનિનો અપરાધ થયો એમ જાણી તુરત પાછો ત્યાં જઈ રાફડાની પાસે આવી તેમાં તપે કરી વૃદ્ધ અત્યંત દુઃખ પામેલા ચ્યવન રૂષિ છે એમ જાણી તે મુનિના દેહ ઉપર ચોતરફ થઈ ગયેલો રાફડો ફોડાવી નાખ્યો, પછી તે ચ્યવન મહામુનિને દંડવત પ્રણામ કરી નમ્રતાથી સ્તુતિ કરી હાથ જોડી શર્યાતિએ કહ્યું કે, હે મહામુનિ, મારી બાળક પુત્રીએ અજાણમાં રમતાં રમતાં આ કામ કર્યું તે આપ ક્ષમા કરશો. આપ જેવાને ક્રોધ હોય નહીં. માટે બાળકનો અપરાધ ક્ષમા કરશો.

એવાં શર્યાતિ રાજાનાં વચન સાંભળી તેને તે રીતે દુઃખ પામેલો જોઈ ચ્યવન મહામુનિએ તેને આવી રીતે કહ્યું કે, હે રાજા, હું ક્યારેય ક્રોધ કરતો નથી. તમારી પુત્રીએ મારી આંખો ફોડી મને પીડા કરી તોપણ મેં તમને શાપ દીધો નથી. હું નિરપરાધી છતાં મારાં નેત્ર ફોડયાં તે પાપથી આ તમને દુઃખ થયું છે એમ હું ધારૂંછું. હવે

વૃધ્ધપણમાં આંધળો થયેલો હું શું કરીશ? મારી આંધળાની ચાકરી કોણ કરશે? શર્યાતિ રાજાએ કહ્યું કે, મારા ચાકર ઘણા છે તે હમેશ તમારી ચાકરી કરશે. માટે ક્રોધ છોડી દઈ ક્ષમા કરો. કેમકે તમારા જેવાને તો ક્રોધ થોડી વારજ રહેછે. ચ્યવન મહા મુનિયે કહ્યું કે હે રાજા, આંધળો થયેલો હું હવે માણસ વિના શી રીતે તપ કરીશ? તમારા ચાકરો મારૂં શું કરે? તમો જો ક્ષમા માગતા હો તો હું કહું તેમ કરો. મારી સેવા કરવા સારૂ કમળ સરખા નેત્રવાળી તમારી કન્યા મને આપો. હે રાજા એ તમારી કન્યા મળવાથી હું પ્રસન્ન થઈ તપ કરીશ: ને એ મારી સેવા કરશે. એમ કરવાથી મને, તમને તથા તમારી સેનાવાળાઓને પણ સુખ થશે; તેમાં સંશય નહીં. હે રાજા, તમે વિચાર કરી મને કન્યાદાન આપો. એમ કરવાથી તમને કાંઈ કલંક લાગે તેમ નથી. કેમકે હું ઉત્તમ નિયમવાળો તપસ્વિ છું.

એવાં ચ્યવન મહા મુનિનાં વચન સાંભળી શર્યાતિ રાજા ચિન્તાતુર થઈ કન્યા દઊં વા ન દઊં એમ કાંઈ પણ બોલ્યો નહીં; ને મન સાથે વિચાર કરવા લાગ્યો કે, આ અંધ તથા વૃધ્ધને દેવકન્યા સરખી મારી પુત્રી આપી હું કેમ સુખી થાઊં? સારૂં નરતું જાણવા છતાં એવો મૂર્ખ તથા પાપી કોણ હોય કે જે પોતાની દીકરીના સંસાર સુખનો નાશ કરે? હું આ ચ્યવનને કન્યા આપું તો અંધ તથા વૃધ્ધ પતિને પામી મારી કન્યાનો જન્મારો શી રીતે જાય, ને કન્યાને તો પોતાના સરખા પતિનેજ આપવી

જોઈએ. માટે મારી બાળક તથા રૂપવતી કન્યા આ અંધ તથા વૃધ્ધને કેમ આપું? તપસ્વિ એવા ગૌતમ રૂષિને રૂપ અને યૌવનવાળી અહલ્યા વરી હતી તો તેને ઇંદ્રે ઠગી તેથી અધર્મ થયો, તે જાણી તેના પતિએ તેને શાપ દીધો. માટે મને દુઃખ ભલે રહ્યું, પણ ચ્યવનને તો હું સુકન્યા આપીશ નહીં. એવો વિચાર કરી શર્યાતિ રાજા ખેદ પામતો પોતાને ઘેર ગયો. પછી અત્યંત ખેદ પામેલા તે રાજાએ પોતાના કારભારિયોને બોલાવી વિચાર પુછયો કે, હે મંત્રિયો, હવે મારે શું કરવું તે કહો. ચ્યવનને દીકરી દેવી કે દુઃખજ ભોગવ્યા કરવું? તમે સર્વ એકઠા મળી મારૂં શી રીતે રૂડું થાય તે વિષે વિચાર કરો.

એવાં શર્યાતિનાં વચન સાંભળી મંત્રિયોએ કહ્યું કે, હે મહારાજ, આ ધર્મ સંકટમાં અમે શું કહીએ? ભાગ્યહીન એવા અંધ તથા વૃધ્ધને અતિ સુંદર કન્યા કેમ આપી શકાય? એવી રીતે પોતાના પિતા તથા મંત્રિઓને ચિન્તાતુર જોઈ તેનું કારણ અને તેમનો અભિપ્રાય જાણી સુકન્યા હસીને કેહેવા લાગી કે, હે પિતા, આજ તમારૂં ચિત્ત વ્યાકુળ કેમ થયું છે? તમે મારે સારૂ દુઃખ તથા ઉદ્વેગ પામ્યા છો, તથા તમારૂં મોહોડું લેવાઈ ગયું છે. માટે હું ત્યાં જઈ મારાથી પીડા પામેલા તે મુનિને ધીરા પાડી મારૂં શરીર અર્પણ કરી પ્રસન્ન કરીશ.

એવાં સુકન્યાનાં વચન સાંભળી પ્રસન્ન થયેલા શર્યાતિયે મંત્રિઓ સાંભળતાં તેને કહ્યું કે, હે પુત્રિ! તું અબલા છો તેથી તે વનમાં વૃધ્ધપણાથી પીડાયેલા અંધ તથા મહા ક્રોધિ

મુનિની શો રીતે સેવા કરીશ? હુ પોતાના સુખ સારૂ વૃધ્ધ અવસ્થાવાળા આંધળાને કામદેવની સ્ત્રી સરખા રૂપવાળી કન્યા કેમ આપું? પિતાએ નાની અવસ્થાવાળાને, નિરોગી તથા ધન ધાન્યનો સંમૃધ્ધિવાળાને કન્યા દેવી જોઈએ. દરિદ્રને ક્યારે પણ દેવી જોઈએ નહીં. હે વિશાળ નેત્રવાળી, તારૂં રૂપ ક્યાં અને વનમાં રેહેનાર તે વૃધ્ધ ક્યાં? એ અયોગ્ય વરને તારા જેવી કન્યા મારાથી કેમ અપાય? હે કમળ સરખાં નેત્રવાળી, જે નિરંતર પર્ણકુટીમાં રેહેનાર છે તેને મારાથી તારો વર કેમ કરી શકાય? મારૂં અને સેનાવાળાનું મૃત્યુ ભલે થાય, પરંતુ આંધળાને તારૂં દાન દેવું રૂચતું નથી. હે કોકિલના સરખા સ્વરવાળી, જે બનવાનું હશે તે બનશે, પણ હું ધીરજ છોડીશ નહીં. હે કન્યા તું સ્થિર થા; હું આંધળાને કદી આપીશ નહીં. હે પુત્રિ, મારૂં રાજ્ય તથા શરીર નાશ પામો વા રહો; પરંતુ અંધને હું તારૂં કન્યાદાન આપવાનો નથી.

એવાં પિતાનાં વચન સાંભળી સુકન્યાએ પ્રસન્નતાથી પોતાના પિતાને આવી રીતે કહ્યું કે, હે પિતા, તમારે મારી ચિન્તા કરવી નહીં, ને સુખેથી હાલજ તે અંધ તથા વૃદ્ધ મુનિને મારૂં કન્યાદાન આપો. હું સંતોષ રાખીને ભક્તિ વડે તે મનુષ્ય વગરના વનમાં અત્યંત તપ કરી ને વૃધ્ધ પતિની સેવા કરીશ. હું સતીના ધર્મમાં તત્પર રહીને યોગ્ય આચરણ કરીશ. હે નિર્દોષ પિતા, મને ભોગનો ઇચ્છા નથી, મારૂં ચિત્ત સ્વચ્છ છે.

એવાં સુકન્યાનાં વચન સાંભળી મંત્રીયો સહિત

વિસ્મય પામેલો શર્યાતિ રાજા પ્રસન્ન થઈ ચ્યવન મુનિના આશ્રમ પ્રત્યે ગયો. ત્યાં જઈ મસ્તકથી પ્રણામ કરી મુનિને કહ્યું કે, હે મુનિ, તમારી સેવા વાસ્તે વિધિથી મારી પુત્રીને તમે ગ્રહણ કરો. એમ કહી શર્યાતિએ વિવાહની વિધિ પ્રમાણે ચ્યવન મુનિને કન્યાદાન આપ્યું. ત્યારે તે કન્યાને ગ્રહણ કરી ચ્યવન મુનિ રાજી થયા. ને રાજાએ આપવા માંડેલી પેરામણી ન લેતાં માત્ર પોતાની સેવા સારૂ કન્યાનેજ ગ્રહણ કરી. એ રીતે મુનિને કન્યાદાન આપી તેને પ્રસન્ન કર્યા કે, તુરતજ સેનાવાળાઓને તથા રાજાને તે રોગ ટળી ગયો. રાજાએ કન્યાદાન આપીને જ્યારે પોતાના ઘર પ્રત્યે જવાનો વિચાર કર્યો ત્યારે સુકન્યાએ આ પ્રમાણે પોતાના પિતાને કહ્યું કે, હે પિતા, મારાં વસ્ત્ર તથા ઘરેણાં તમે લઈ લો, ને મને પેહેરવા સારૂ ઉત્તમ વલ્કલ વસ્ત્ર તથા મૃગ ચર્મ આપો. હું, મુનિની સ્ત્રીને યોગ્ય તપશ્ચર્યાનો વેષ ધરીને પતિની સેવા કરીશ. જેથી તમારી પૃથ્વીમાં, સ્વર્ગમાં તથા પાતાળમાં અચળ કીર્ત્તિ થશે. હું પરલોકના સુખ વાસ્તે રાત્રિ દિવસ પતિનીજ સેવા કરીશ. હું રૂપવાળી તથા યુવાન અવસ્થાવાળી છું તેનું વૃદ્ધ તથા અંધ પતિને કન્યાદાન આપ્યા છતાં મારા શિયળનો નાશ થવાની તમારે કાંઈ પણ ચિંતા રાખવી નહીં. જેમ પૃથ્વીમાં અરૂંધતી વસિષ્ટના ધર્મ પત્ની થયાં છે; તેમ હું પણ ચ્યવન મહા મુનિની ધર્મ પત્ની થઈશ. મારે વિષે તમારે કોઈ જાતનો બીજો વિચાર કરવો નહીં. અત્રિ રૂષિની સ્ત્રી અનસૂયા પૃથ્વીમાં જેવાં વિખ્યાત છે તે પ્રમાણે હું પણ પતિવ્રતા ધર્મેથી પ્રખ્યાત થઈને તમારી કીર્ત્તિ વધારીશ.

ધર્મને જાણનાર શર્યાતિ રાજા, એવાં સુકન્યાનાં વચન સાંભળી તે રૂપવતી કન્યાને જોઈ પોતે રોવા લાગ્યો. ઘરેણાં તથા વસ્ત્રનો ત્યાગ કરી મુનિની સ્ત્રીનો વેષ ધારણ કરેલી તે કન્યાને જોઈ ફીકા• થયલા મુખથી ત્યાં ઉભો રહ્યો. પોતાની કન્યાને વલ્કલ તથા મૃગ ચર્મ પેહેરેલી જોઈ શોકથી બધી રાણીઓ પણ રોવા લાગી; અને જાણે કંપતી હોય તેવી થઈ. પછી વિરહનાં દુઃખથી દુઃખિત થયેલી સુકન્યાને ત્યાં મુકી તેની રજા લઈ શર્યાતિ રાજા પાછો પોતાના શેહેરમાં ગયો.

પછી શર્યાતિ રાજા ગયા કેડે ધર્મમાં નિષ્ઠાવાળી તે સુકન્યા પતિની તથા અગ્નિહોત્રની સેવા કરવા લાગી. પતિની સેવામાં તત્પર તે સુકન્યા, વનમાંથી અનેક પ્રકારનાં મધુર ફળ તથા કંદમૂળ લાવી પતિને અર્પણ કરતી હતી, ઉના પાણીથી તેને નહવરાવી, મૃગ ચર્મ ઓઢાડી, તુરત સારા આસન ઉપર બેસાડતી હતી. તલ, જવ, દરભ તથા કમંડલ તેની આગળ મુકી કેહેતી હતી કે, હે મુનિમાં ઉત્તમ, નિત્ય કર્મ કરો. તે કર્મ પુરૂં થયા કેડે પતિનો હાથ પકડી ઉઠાડીને સાદરી ઉપર સુવાડતી હતી. પછી પાકાં ફળ લઈ આવી તથા વનમાં ઉત્પન્ન થએલાં ધાન્યને રાંધી તેમને ભોજન કરાવતી હતી. ભોજન કરીને તૃપ્ત થયા પછી તેને આદર પૂર્વક આચમન કરાવીને પ્રેમથી મુખવાસ આપતી હતી. પછી તેમને સારા આસન ઉપર બેસાડી, તેની આજ્ઞા લઈ પોતાના શરીરનું સાધન કરતી હતી. પોતે ફળાહાર કરીને પાછી પતિ પાસે જઈ સ્નેહ પૂર્વક તેને કેહેતી હતી કે, હે

સમર્થ મને શું આજ્ઞા કરોછો? જો રૂચિ હોય તો તમારા ચરણની સેવા કરૂં.

એ પ્રમાણે તે પતિવ્રતા સુકન્યા પતિની સેવામાં નિરંતર તત્પર રેહેતી હતી. સાયંકાળનો હોમ થઈ રહ્યા પછી મધુર તથા કોમળ ફળ લઈ આવી પોતાના સ્વામિને દેતી હતી. પતિ ખાઈ રહ્યા પછી જે ફળ બાકી રહે તે આજ્ઞા લઈને પોતે ખાતી હતી. પ્રેમ પૂર્વક સુંદર બીછાનું કરી તેમને સુવાડતી હતી, અને તે સુતા પછી તેના ચરણની સેવા કરતાં તેમને પતિવ્રતાના ધર્મ પુછતી હતી. ભક્તિમાં તત્પર રહી રાત્રિયે તેમના પગ ચાંપ્યા પછી તેમને ઊંઘેલા જાણીને પછી તેમના ચરણની પાસે સુતી હતી. ઉષ્ણકાળમાં બેઠેલા પતિને પંખાથી શીતળ પવન કરી તેમની સેવા કરતી હતી. શીતકાળમાં કાષ્ટ લઈ આવી અગ્નિ પ્રદીપ્ત કરી તેમને તપાડતી હતી. અને હમેશ પાછલી બે ઘડી રાત્રિ રહે ત્યારે ઉઠી પાણીનું ઠામ તથા માટી આપી શૌચ વાસ્તે તેમને ઉઠાડી તેડી જતી હતી. તેમને શૌચ કરવા સારૂ આશ્રમથી દૂર બેસાડી, પોતે છેટે જઈ ઉભી રેહેતી હતી. પછી તેણે શૌચ કરી લીધું એમ જાણી ત્યાં જઈ તેનો હાથ ઝાલી ધીરે ધીરે આશ્રમમાં લઈ આવી આસન ઉપર બેસાડતી હતી. પછી વિધિથી મૃત્તિકા તથા જળે કરી તેમના પગ ધોઈ કોગળા કરાવીને દાતણ આપતી હતી. પછી પવિત્ર જળ લઈ આવી ઉનું કરતી હતી. પછી પાણી લઈ આવી પુછતી હતી કે, હે પ્રાણનાથ શું આજ્ઞા કરોછો! દાતણ કરી રહ્યા! ઉનું પાણી તૈયાર છે;

હવે વિધિથી સ્નાન કરો; પ્રભાત વખત થયો, હોમનો સમય છે, માટે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે હોમ કરી દેવ પૂજન કરો.

એ પ્રમાણે સાધ્વિ સુકન્યા તપસ્વિ એવા તે ચ્યવનને પ્રાપ્ત થઈ. નિરંતર સ્નેહથી નિયમે કરી તેમની સેવા કરતી હતી. તેમજ અગ્નિ તથા અતિથિની પણ સેવા કરનારી, તે સુંદર મુખવાળી સુકન્યા પ્રેમે કરી પતિનું આરાધન કરતી હતી. એમ કરતાં કેટલોક વખત વીતિ ગયા કેડે કોઈ વખતે સૂર્યના પુત્ર અશ્વિની કુમાર રમતાં રમતાં ચ્યવન મહા મુનિના આશ્રમ નજીક આવ્યા; તેટલામાં સુંદર અંગવાળી સુકન્યા સ્નાન કરી ત્યાંથી પોતાના આશ્રમ ભણી જતી હતી; તે તેઓના જોવામાં આવી. દેવ કન્યા સરખી તે સુકન્યાને જોઈ મોહને પ્રાપ્ત થયેલા તે બેઉ અશ્વિની કુમારે દોડી તેની પાસે જઈ કહ્યું કે, હે સુંદર હાસ્યવાળિ ઉભી રહે, અમે તને પુછીએ છઈએ માટે સાચું કેહેજે. તું કેની દીકરી? તારો પતિ કોણ છે? હે વિશાળ નેત્રવાળિ, તું આ વનમાં રહેલા સરોવરમાં સ્નાન કરવા સારૂ કેમ આવીછે? હે કમળ પત્ર સરખા નેત્રવાળિ, તું તેજે કરી જાણે બીજી લક્ષ્મી હોયની!! તેવી લાગે છે. અમે તુંને જાણવા ઇચ્છિએ છીએ, માટે તું સત્ય કહેજે. આ તારા સુકોમલ ચરણ પૃથ્વીપર ચાલેછે તેથી અમારા મનમાં દુઃખ ઉત્પન્ન થાય છે. હે સુંદર અંગવાળિ, તું વિમાનમાં બેસવા યોગ્ય છે, તે આ પગે કરી વનમાં કેમ ચાલેછે! સુંદર વસ્ત્ર પેહેર્યા વગર તું આ વનમાં કેમ આવી છે! દાસિયો સહિત તું કેમ નિકળતી નથી! તું કોઈ

રાજકન્યા છે કે, અપ્સરા છે? તે સત્ય કહે. તને જન્મ આપનાર તારા માત પિતા કોઇ ભાગ્યશાળી હશે. અને તારા પતિનાં ભાગ્યનાં વર્ણન કરવાને અમે સમર્થ નથી. આ પૃથ્વી દેવલોકથી પણ શ્રેષ્ટ છે, કેમકે જેને તારાં ચરણ ચાલીને પવિત્ર કરેછે. હે સુંદરિ, આ વનમાં મૃગ તથા પક્ષિયો જે તને જુવેછે તે પણ ધન્ય છે. અને જેમાં તું ફરેછે, એવી આ પૃથ્વી પણ ધન્ય છે. હે સુંદર નેત્રવાળિ, અમે હવે તારી અધિક પ્રશંસા કરતા નથી, પણ તારો પિતા કોણ છે અને પતિ કોણ છે તે તું સત્ય કહે. અમે તેમને જોવાની ઇચ્છા રાખીએ છીએ.

એવાં તે અશ્વિની કુમારનાં વચન સાંભળી લજ્જાયુક્ત થયેલી તે સુંદર રૂપવાળી રાજકન્યાએ તેમને કહ્યું કે, હું શર્યાતિ રાજાની કન્યા છું, અને ચ્યવન મહા મુનિની પતિવ્રતા સ્ત્રી છું. મારા પિતાએ તે મહા મુનિ ચ્યવનને પરણાવી છે. માટે હે દેવતાઓ, મારા પતિ મહા તપસ્વિ ચ્યવન મહામુનિ વૃધ્ધ તથા અંધ છે, માટે હું રાત્રિ દિવસ પ્રેમથી તેમની સેવા કરૂંછું. તમે કોણ છો? અને અહીં શું કરવા આવ્યા છો? મારા પતિ આશ્રમમાં બેઠા છે, માટે ત્યાં આવી આજ એ આશ્રમને પવિત્ર કરો.

એવાં સુકન્યાનાં વચન સાંભળી અશ્વિની કુમારે તેને કહ્યું કે હે કલ્યાણિ, તારા પિતાએ તે તપસ્વિને તારૂં કન્યાદાન કેમ આપ્યું? તું વીજળિની પેઠે આ વનમાં શોભેછે, દેવતાઓમાં પણ તારા જેવી સુંદર અંગવાળી કોઇ કન્યાને અમે દીઠી નથી. સુંદર કેશવાળી તું, દિવ્ય વસ્ત્ર

તથા આભરણને યોગ્ય છે; આ મૃગ ચર્મ ઓઢવાથી શોભતી નથી. હે સુંદર અંગવાળિ, હે વિશાળ નેત્રવાળિ, અહો! દૈવનું ચેષ્ટિત કોઇના જાણવામાં આવતું નથી, જેથી તું એ અત્યંત વૃધ્ધ તથા અંધ પતિને પામી આ વનમાં કલેશ ભોગવેછે. હે કળાકુશળ, એ અંધ પતિને વૃથાજ વરી છે, તું યુવાવસ્થાને પ્રાપ્ત થયેલીછે તેથી એ વૃધ્ધ તથા અંધ પતિથી શોભતી નથી. તારો પતિ તો એવો છે ત્યારે તારી સ્થિતિ કેમ રહેછે, તું નવી અવસ્થાવાળી છે તેને વિધાતાએ અંધ તથા વૃધ્ધની સ્ત્રી કરી, માટે તે વિધાતા પણ મંદ બુદ્ધિવાળો છે. હે શ્યામ વિશાળ નેત્રવાળિ, તું એ પતિને યોગ્ય નથી, માટે બીજો પતિ કર. હે કમળ સરખાં નેત્રવાળિ, એ આંધળો મુનિ તારો પતિ થયો તેથી તારૂં જીવિત વૃથા જાયછે. વનમાં રેહેવું અને મૃગ ચર્મ પેહેરવાં એ તુંને યોગ્ય હોય એમ અમે માનતા નથી. માટે હે સુંદરિ, તું સાવધાન થઇને અમો બેમાંથી એકને તારો વર કર. હે માનવતિ, આંધળા પતિને સેવીને તું તારી યુવાવસ્થાને શું કરવા ફોકટ કરેછે? તારૂં પોષણ તથા રક્ષણ કરવામાં પણ અસમર્થ એ ભાગ્યહીન પતિને તું શું કરવા સેવેછે? સર્વ સુખરહિત એ મુનિને છોડી દઈ અમારામાંથી એકનો સ્વીકાર કર અને સ્વર્ગમાં નંદન તથા ચૈત્રરથ નામના દિવ્ય વનોમાં અમારી સાથે વિહાર કર. તે અંધ તથા વૃદ્ધ પતિને પામી તું શું સુખ પામીશ! તું રાજકન્યાં તથા ઉત્તમ લક્ષણ યુકત છો, તેથી સંસાર સંબંધી સુખ શું છે તે જાણેછે. તે છતાં દુર્ભાગણિ થઇ આ મનુષ્ય વગરના જંગલમાં શા માટે ફોકટ વખત ખુવેછે! હે સુંદર

મુખવાળિ, હે વિશાળ નેત્રવાળિ, સુખ ભોગવવા સારૂ અમ બેમાંથી એકને તું પતિ કર. હે રાજ કુમારિ, વૃદ્ધ મુનિને છોડી દઇને દેવતાઓના બગિચામાં ભોગ ભોગવ. હે સારા કેશવાળિ, આ મનુષ્ય વગરના વનમાં વૃદ્ધ સાથે રેહેવાથી તું શું સુખ માનેછે? હે રાજ પુત્રી, આ યુવાવસ્થામાં અંધ તથા વૃદ્ધની સેવા કરવી કેમ ગમે છે? અત્યંત સુકોમળ તું, વનમાંથી ફૂળ લાવવા તથા પાણી ભરી લાવવાને યોગ્ય નથી.

એવું અશ્વિની કુમારનું બોલવું સાંભળી કંપાયમાન થયેલી સુકન્યાએ પોતે થોડું બોલનારી છતાં પણ ધૈર્ય રાખી તેમને આ પ્રમાણે કહ્યું કે, તમે દેવ સૂર્યના પુત્ર બધું જાણનાર ને દેવતાઓમાં પણ માન પામેલા છો માટે ધર્મિષ્ટ સ્વભાવવાળી સતી એવી મને, આમ કેહેવું તમને યોગ્ય નથી. મારા પિતાએ મને યોગ્ય ધર્મ પાળનાર મુનિને આપીછે, માટે એને હું ઇશ્વરભાવથી સેવુંછું, તેને દુષ્ટ સ્ત્રીઓએ સેવેલો માર્ગ બતાવોછો તે તમને યોગ્ય નથી. કશ્યપથી ઉત્પન્ન થયેલ અને કર્મના સાક્ષી આ સૂર્ય દેવ સર્વ લોકને જોયા કરેછે. માટે તમારે આ રીતે બોલવું જોઇએ નહીં. સારા કુળની કન્યા પોતાના પતિનો ત્યાગ કરી બીજા પુરૂષને ભજેજ નહીં. તમે દેવ હોવાથી આ અસાર સંસારમાં ધર્મનો નિર્ણય સારો જાણોછો, માટે તમારી જ્યાં ઇચ્છા હોય ત્યાં ઠાંણે જતા રહો. નહીં જાઓ તો પતિની ભક્તિમાં પરાયણ અને શર્યાતિ રાજાની કન્યા સતી હું, તમને શાપ દઇશ.

એવાં સુકન્યાનાં વચન સાંભળી અત્યંત વિસ્મય પા-

મેલા અશ્વિની કુમારોએ તેના શાપની શંકાથી તથા મુનિ પણ કોપ કરશે, એમ જાણી ફરીથી આવી રીતે તેને કહ્યું કે, હે રાજકુમારિ, હે સુંદરિ, તારો ધર્મ જોઈ અમે પ્રસન્ન થયા છઇએ, માટે વરદાન માગ. તારાં કલ્યાંણ વાસ્તે તુંને વરદાન આપશું; અમે દેવતાઓના મોહોટા વૈદ્ય છઈએ. માટે તારા પતિને પાછો અમારા જેવોજ જુવાન, રૂપવાળો તથા દેખતો કરશું. પછી સરખાજ રૂપ તથા શરીરવાળા ત્રણ જણમાંથી તું એકને પતિ કરજે.

એવાં અશ્વિની કુમારનાં વચન સાંભળી વિસ્મય પામેલી સુકન્યાએ પોતાના પતિ પાસે જઈ તેમની કહેલી અદભુત વાત કહી કે, હે સ્વામિનાથ, હે ભ્રગુના પુત્ર, સૂર્યના પુત્ર અને દિવ્ય દેહવાળા બે અશ્વિની કુમાર નામના દેવ આ આશ્રમમાં આવ્યાછે, તેઓને મેં દીઠા. અને મને રૂપાળી જોઈ કામાતુર થયેલા એ બેઉ જણાએ કહ્યું કે, તારા પતિને અમે નવી જુવાનીવાળો, દીવ્ય દેહવાળો અને દેખતો કરી આપશું પણ તેમાં આ પ્રમાણે બોલી કરીએ છીએ તે સાંભળ. અમે તારા પતિને અમારા જેવોજ રૂપવાળો કરીએ, તે પછી તારે ત્રણમાંથી એક જણને પતિ કરવો. એ સાંભળી એ અદભુત કાર્ય વિષે હું આપને પુછવા સારૂ આવીછું. માટે હે સ્વામિનાથ, આ ધર્મ સંકટ વિષે શું કરવું તે કહો. દેવતાઓની માયા જાણી શકાય એવી નથી, માટે તેમણે આ કાર્યમાં કાંઈ પ્રપંચ કરવો ધાર્યો હોય તો હું જાણુતી નથી. માટે જેવી તમારી રૂચિ હોય તે પ્રમાણે આજ્ઞા કરો. જેમ કહો તેમ કરૂં.

એવાં સુકન્યાનાં વચન સાંભળી ચ્યવન મહામુનિએ કહ્યું કે, હે પતિવ્રતા સ્ત્રિ, તુ મારાં વાક્યથી જા, અને તે દેવતાના વૈદ્યોને મારી પાસે તેડી લાવ. ને તેમના કેહેવા પ્રમાણે હા પાડવી; એમાં તારે કશો વિચાર કરવો નહીં. એવી પતિની આજ્ઞા પામી સુકન્યાએ અશ્વિની કુમાર પાસે જઈ તેમને કહ્યું કે, હે દેવતાઓના વૈદ્ય, તમારૂં કેહેવું હું સ્વીકારૂંછું; માટે તે પ્રમાણે કરો. સુકન્યાનાં વચન સાંભળી આશ્રમમાં આવી તેમણે સુકન્યાને કહ્યું કે, તારા પતિએ સારૂં રૂપ પ્રાપ્ત થવા સારૂં આ જળમાં પેસવું જોઈએ.

એવાં તેમનાં વચન સાંભળી ચ્યવન મહામુનિ તે સરોવરના જળમાં પેઠા; તેની પાછળ તે અશ્વિની કુમાર પણ પેઠા. થોડા વખતમાં સમાન રૂપવાળા, દિવ્ય દેહયુક્ત, અવસ્થાએ જુવાન, કુંડલ આદિ દિવ્ય, આભરણ પેહેરેલા અને સરખી અવસ્થાવાળા ત્રણ પુરૂષો એ તળાવના જળમાંથી નિકળ્યા. એ ત્રણે જણાઓએ સુકન્યાને કહ્યું કે, હે સુંદરિ, હે રૂડાં મુખવાળિ, અમારામાંથી જે તુંને વધારે રૂપાળો લાગતો હોય તેને અથવા જેની ઉપર તુંને વધારે પ્રીતિ લાગતી હોય તેને પતિ કર.

એવાં તેમનાં વચન સાંભળી ત્રણેને સરખા રૂપ તથા અવસ્થાવાળા સમાન સ્વરવાળા તથા સરખા વેષવાળા દેવ કુમાર સરખા તેમને જોઈ સુકન્યા સંશયને પામી. પછી પોતાના પતિને ન ઓળખવાથી આકુળ થયેલી સુકન્યા પોતાના મન સાથે વિચાર કરવા લાગી કે, હવે શું કરવું! આ ત્રણે સરખા છે, આમાં ચ્યવન મહામુનિ કયા અને

અશ્વિની કુમાર કયા એ હું જાણતી નથી. આ તો મોહોટા સંકટમાં પડી. દેવતાઓએ આ મોટી ઇંદ્રિજાળ રચી; હવે મારે શું કરવું! આ તો મૃત્યુ આવ્યું. મારે પતિને છોડીને કોઈ દેવને કદી વરવો નથી, એ મારો નિશ્ચય છે. એ પ્રમાણે મનમાં વિચાર કરી ભગવતિ એવાં જગદંબા દેવીની આ પ્રમાણે સ્તુતિ કરી. હે માતાજી, આ વખતે હું ઘણુંજ દુઃખ પામીને તમારી શરણે આવીછું. આજ મારા પતિવ્રતરૂપ ધર્મનું રક્ષણ કરો, હું તમારા ચરણમાં પ્રણામ કરૂંછું. હે દેવિ, હે બ્રહ્માંડને ઉત્પન્ન કરનારિ, હે લક્ષ્મિ, હે શિવ તથા વિષ્ણુને પ્રિય, હે વેદને ઉત્પન્ન કરનાર, હે સરસ્વતિ, હું તમને પ્રણામ કરૂંછું. આ સ્થાવર જંગમરૂપ સર્વ જગત તમે સૃજ્યુંછે ને તેનું પાલન તથા છેવટ પ્રલય પણ તમે કરોછો અને જગતમાં શાન્તિ રાખવા સારૂ બ્રહ્મા વિષ્ણું તથા રૂદ્રને પણ તમેજ ઉત્પન્ન કરેલા છે. અજ્ઞાનિયોને જ્ઞાન આપનાર તથા જ્ઞાનિયોને મોક્ષ આપનાર પણ તમેજ છો. સર્વના આદિ પૂર્ણ પ્રકૃત્તિ રૂપ, સ્વચ્છ મનવાળાં, ભક્તોને ભોગ તથા મોક્ષ આપનાર, અજ્ઞાનિયોને ભ્રાંતિ આપનાર, ભક્તોના સુખના સાધનરૂપ, યોગિયોને સિદ્ધિ દેનાર, જય તથા કીર્ત્તિ આપનાર અને જેનું દર્શન પ્રિય છે, એવાં તમે છો. હે જગદંબા, હું પરમ વિસ્મય પામી તમારે શરણે આવીછું, માટે મને મારો પતિ દેખાડો. આ શોકરૂપી સમુદ્રમાં હું બુડી ગઈછું. મોહ પામેલી હું કેને વરૂં. દેવતાઓનું ચરિત્ર કપટરૂપ લાગેછે, માટે હે સર્વને જાણનાર, મારો પતિવ્રત ધર્મ જાણી, પુત્રી ઉપર દયા કરી મને મારો પતિ દેખાડો.

એવી સુકન્યાની સ્તુતિ સાંભળી પ્રસન્ન થયેલાં દેવીએ તેના હૃદયમાં જ્ઞાન આપ્યું. જેના બળથી સરખી અવસ્થા તથા સરખા રૂપવાળા ત્રણમાંથી વિચાર કરી મનથી નિશ્ચય કરીને સુકન્યા પોતાના પતિનેજ વરી. એ રીતે ચ્યવન મહામુનિને વરી એ તેનો પતિવ્રત ધર્મ જોઈ, અશ્વિની કુમાર રાજી થયા. પછી એ બેઉ દેવ મુનિની આજ્ઞા લઈ તુરત જવા તૈયાર થયા. ત્યારે રૂપ, નેત્ર, અને યૌવન પામો પ્રસન્ન થયેલા મહા તેજસ્વિ ચ્યવન મહામુનિયે તેઓને કહ્યું કે, હે દેવતાઓના વૈદ્ય, તમે મારો આ મોટો ઉપકાર કર્યો. જે વૃદ્ધ અવસ્થામાં રૂપવતિ સ્ત્રી મળવાથી મારા મનમાં જે દુ:ખ થતું હતું તે ટળી ગયું, ને આ સંસારમાં મને સર્વો-ત્તમ સુખ પ્રાપ્ત થયું. જે હું અહીં જંગલમાં સંસાર સુખ વગરનો અંધ તથા અત્યંત વૃદ્ધ હતો, તેને તમે યૌવન, અદ્ભુત રૂપ તથા નેત્ર પણ આપ્યાં તો તેના બદલામાં તમારો કાંઈ સામો ઉપકાર કરવા હું કહુંછું. હે દેવતાઓ, જે ઘણી ઉપકાર કરનાર મિત્રનો સાંમો પ્રતિ ઉપકાર ન કરે તેને ધિક્કાર છે, અને તે માણસ સદા રૂણવાળોજ રહેછે. માટે હવે તમારે જે વસ્તુની ઇચ્છા હોય તે દેવાને મારા મનમાં ઇચ્છા થઇછે. મારા ઉપર જે આ નવું રૂણ થયું તે છુટવા સારૂ દેવ તથા દૈત્યોને પણ ન મળે એવી જે વસ્તુ તમે માગશો તે હું આપીશ, તમારા મનમાં જે ઇચ્છા હોય તે કહો, તમે કરેલા ઉપકારથી હું પ્રસન્ન થયોછું.

એવાં ચ્યવન મહામુનિનાં વચન સાંભળી અશ્વિની કુમારોએ પરસ્પર વિચાર કરી સુકન્યા સાથે ઉભેલા તે

મહામુનિને કહ્યું કે, હે મુનિ, અમારા પિતાની દયાથી અમને સર્વ પરિપૂર્ણ છે. પરંતુ દેવતાઓની સાથે સોમપાન કરવાની અમને ઉત્કંઠા છે. મેરૂ પર્વતમાં બ્રહ્માનો યજ્ઞ થયો હતો, તેમાં ઇંદ્રે અમને વૈદ્યપણાને લીધે અધમ જણાવીને સોમનું પાત્ર લેવાનો અટકાવ કરેલો છે. માટે હે ધર્મને જાણનાર, હે મોહોટા તપસ્વિ, તમારાથી બની શકે તો સોમપાન કરવાનું પાત્ર અમને આપવું. સોમપાનનું પાત્ર મલવાથી અમારા મનમાં બહુજ સંતોષ થાશે. આ વાતપર ધ્યાન રાખી તમારે અમને સોમપાનના અધિકારી કરવા. અમને સોમ પીવાની તૃષા કોઈ બીજા પ્રકારથી મટે તેમ નથી, તે તમારી દયાથી મટશે.

એવાં અશ્વિની કુમારનાં વચન સાંભળી ચ્યવન મહામુનિયે કહ્યું કે, જે હું વૃદ્ધ હતો તેને તમે રૂપવાન તથા યુવાવસ્થાવાળો કરી દીધો, તેથી મને સ્ત્રીનું સુખ પ્રાપ્ત થયું. માટે ઇંદ્ર જોતાં છતાં પ્રીતિથી હું તમને સોમપાન કરાવીશ, એ હું સત્ય વચન કહુંછું. મોહોટા તેજસ્વિ શર્યાતિ રાજાનો યજ્ઞ થશે તેમાં હું એ તમારી ઇચ્છા પરિપૂર્ણ કરીશ.

એવાં ચ્યવન મહામુનિનાં વચન સાંભળી પ્રસન્ન થયેલા તે બે અશ્વિની કુમાર, સ્વર્ગ લોકમાં ગયા, અને ચ્યવન માહામુનિ સુકન્યા સહિત પોતાના આશ્રમમાં ગયા. તે પછી રૂપ તથા યુવાવસ્થાને પ્રાપ્ત થયેલા ચ્યવન માહામુની દેવકન્યા સરખી તે સુકન્યાને પામી પ્રસન્નતાથી પોતાના આશ્રમમાં વિહાર કરતા હતા. તેટલામાં કોઈ દિવસે અત્યંત

ચિન્તાતુર થયેલી ધ્રુજતી તથા રૂદન કરતી શર્યાતિ રાજાની સ્ત્રીએ પોતાના સ્વામિને કહ્યું કે, હે રાજા, તમે વનમાં અંધ મુનિને કંન્યા આપીછે, પણ તે જીવતી છે કે મરી ગઈછે. તેનો તમારે જરૂર નિશ્ચય કરવો જોઇએ, માટે હે સ્વામિનાથ, તમે આદરથી પુત્રીને જોવા સારૂ ચ્યવન મુનિના આશ્રમ પ્રત્યે જાઓ, અને જુવો કે તે સુકંન્યા એવા પતિને પામી શું કરેછે. હે રાજા, હું દીકરીના દુઃખથી હૃદયમાં બળી ગઈછું. માટે તપથી દુર્બળ થયેલી એ મોટાં નેત્રવાળીને મારી પાસે તેડી આવો. દુર્બળ થયેલી વલ્કલ પેહેરનારી અને અંધ પતિને પામી દુઃખ ભોગવનારી, રૂપવતી મારી કંન્યાને હું જોવા ઇચ્છુંછું.

એવાં પોતાની સ્ત્રીનાં વચન સાંભળી શર્યાતિએ કહ્યું કે, હે સુંદરી, મોટાં નેત્રવાળી તે સુકંન્યાને તથા તીક્ષ્ણ વ્રતવાળા તે મહામુનિને પ્રેમપૂર્વક જોવા સારૂ આપણે આજેજ જાશું. એ પ્રમાણે પોતાની સ્ત્રીને કહી તે સહિત શર્યાતિ રાજા રથમાં બેસી તરત મુનિના આશ્રમ પ્રત્યે ગયો. પછી શર્યાતિ રાજા આશ્રમની પાસે ગયો, ત્યાં નવી અવસ્થાવાળા તથા દેવકુમાર સરખા ચ્યવન મહામુનિ તેના જોવામાં આવ્યા. પુત્રિના પતિને દેવ સરખા રૂપવાળા જોઇ વિસ્મય પામેલો શર્યાતિ રાજા વિચાર કરવા લાગ્યો કે, પુત્રીયે લોકમાં નિંદિત એવું આ નીચ કર્મ કર્યું શું! લોકમાં જેની પુત્રી નીચ થાય, તેના જીવિતને ધિક્કાર છે. માણસોને સર્વ પાપના ફળરૂપ દીકરી દુઃખ દેવા વાસ્તેજ જન્મેછે, મેં પોતાના સ્વાર્થ વાસ્તે વૃદ્ધ તથા અંધને દીકરી દીધી એ

સર્વથા અયોગ્ય કામ કર્યું. પિતાએ સર્વ રીતે યોગ્ય વરનેજ કંન્યા દેવી જોઇએ. મેં જેવું કામ કર્યું તેવુંજ મને ફળ પ્રાપ્ત થયું. જગતમાં નિંદા પણ મહા દુઃખદાયક છે, અને સ્નેહની સાંકળમાંથી છુટવું પણ બહુ કઠણ છે. હવે મારે શું કરવું! એ રીતે જ્યારે શર્યાતિ રાજા ચિન્તા કરવા લાગ્યો, ત્યારે દૈવ ગતિથી સુકંન્યાની તેની ઉપર દૃષ્ટિ પડી. ત્યારે પ્રેમથી તેને પુછયું કે હે પિતા, આ યુવાવસ્થાવાળા અને કમળ સરખાં નેત્રવાળા મુનિને બેઠેલા જોઇ તમે શું વિચાર કરોછો? અને તમારૂં મુખ ચિન્તાથી કેમ વ્યાકુલ થયુંછે?

એવાં પોતાની દીકરીનાં વચન સાંભળી ક્રોધથી પીડાયલા શર્યાતિ રાજાએ પોતાની દીકરીને કહ્યું કે, હે પુત્રિ, તપસ્વિઓમાં શ્રેષ્ઠ, વૃદ્ધ તથા અંધ ચ્યવન મહામુનિ કયાં છે? અને આ મદોન્મત યુવાવસ્થાવાળો કોણ છે? તે વિષે મને મોહોટો સંદેહ થયોછે. હે પાપિષ્ટ, હે નીચ કર્મ કરનારિ, હે વંશનો નાશ કરનારિ, તેં તો પિતા તથા પતિ બંન્નેના કુલને નરકમાં નાખ્યાં. એ મુનિને હું આશ્રમમાં દેખતો નથી, તેથી ચિન્તાતુર થયોછું. તેં આ દુષ્ટ સ્ત્રીયોનું કર્મ કેમ કર્યું?

એવાં પિતાનાં વચન સાંભળી તેને પ્રેમપૂર્વક પોતાના પતિ પાસે લાવી બોલી કે, હે પિતા, આ તમારો જમાઈ ચ્યવન મુનિ છે, તેમાં કાંઈ સંશય રાખો માં. અશ્વિનીકુમાર યદૃચ્છાંથી અમારા આશ્રમમાં આવ્યા હતા, અને તેઓએ કરૂણા કરીને ચ્યવન મહામુનિને આવા રૂપવાળા કર્યાછે. હું તમારી પુત્રિ થઇને કદી પણ પાપ કર્મ કરૂં નહીં. હે

પિતા, આ ભ્રગુના પુત્ર ચ્યવન મહામુનિને તમે બધું કારણ પુછો. એટલે તે પોતાના મુખથી સર્વ વૃત્તાંત કહી સંભલાવશે.

એવાં પોતાની પુત્રિનાં વચન સાંભલી શર્યાતિ રાજાએ પ્રેમથી આવી રીતે પુછ્યું કે, હે ભ્રગુના પુત્ર, તમને નેત્ર કેમ મલ્યાં? અને વૃદ્ધપણું પણ ક્યાં ગયું? હે મહામુનિ, તમારૂં અતિ સુંદર રૂપ જોઈને મને મોહોટો સંદેહ થયોછે, માટે તમારૂં સર્વ વૃત્તાંત કહો, જે સાંભળી હું સુખને પામું.

એવાં શર્યાતિ રાજાનાં વચન સાંભળી ચ્યવન મહામુનિ તે પ્રત્યે કેહેવા લાગ્યા કે, હે રાજા, દેવતાઓના વૈદ્ય બંને અશ્વિની કુમાર અહીં આવ્યા હતા, તેઓએ દયાથી આ મારો ઉપકાર કર્યો છે. હે રાજાઓમાં શ્રેષ્ઠ, મેં તે ઉપકારનો બદલો આપવા સારૂ તેઓને વચન આપ્યુંછે કે, રાજાના યજ્ઞમાં તમોને હું સોમપાન કરાવીશ. માટે સ્વસ્થ થાઓ, અને આ સુંદર આસન ઉપર બેસો.

એવાં ચ્યવન મહામુનિનાં વચન સાંભળી પોતાની સ્ત્રી સહિત પ્રસન્ન થયેલો રાજા આસન ઉપર બેસીને તે મહાત્મા મુનિની સાથે સારી રીતે વાતો કરવા લાગ્યો. પછી ચ્યવન મહામુનિયે રાજાને શાન્ત કરતાં કહ્યું કે, હે રાજા હું તમને યજ્ઞ કરાવીશ, માટે યજ્ઞની સામગ્રી તૈયાર કરો.

એવાં ચ્યવન મહામુનિનાં વચન સાંભળી અત્યંત પ્રસન્ન થયેલો શર્યાતિ રાજા તે મહામુનિની વાતો કરતો કરતો પોતાની સ્ત્રી સહિત પાછો શેહેરમાં ગયો. પછી તે રાજાએ યજ્ઞ કરવાને યોગ્ય સારો દિવસ જોઈ યજ્ઞનું ઉત્તમ સ્થાન કરાવ્યું;

ત્યારે તે ચ્યવન મહામુનિયે વસિષ્ઠ આદિ મહાત્મા બ્રાહ્મણોને બોલાવી શર્યાતિ રાજાના યજ્ઞનો આરંભ કર્યો યજ્ઞનું કામ ચાલતું થતાં ઈંદ્રસહિત સર્વ દેવતાઓ ત્યાં આવ્યા; અને અશ્વિની કુમાર પણ સોમપાન કરવા સારૂં ત્યાં આવ્યા. અશ્વિની કુમારોને ત્યાં આવેલા જોઈ શંકા પામેલા ઈંદ્રે સર્વ દેવતાઓને પુછ્યું કે, આ બે જણ શા માટે આવ્યા છે? આ વૈદ્ય હોવાથી સોમપાન કરવાને યોગ્ય નથી; તેમ છતાં એઓને અહીં કોણ લાવ્યો છે?

એવાં ઈંદ્રનાં વચન સાંભળી દેવતાઓ કાંઈ પણ બોલ્યા નહીં. પછી શર્યાતિ રાજાનો એ મોટો યજ્ઞ ચાલતાં ચ્યવન મહામુનિયે અશ્વિની કુમાર વાસ્તે સોમનું પાત્ર ઉપાડ્યું; ત્યારે ઈંદ્રે તેમને વાર્યા કે, તેઓને માટે સોમરસનું પાત્ર ઊપાડો માં. ત્યારે ચ્યવન મહામુનિયે ઈંદ્રને કહ્યું કે, હે ઈંદ્ર, એ અશ્વિની કુમાર સૂર્યના પુત્ર છે, માટે સોમરસના પાત્રને યોગ્ય કેમ નથી? તે સત્ય કહે. આ યજ્ઞમાં સર્વ દેવતાઓએ એ વિષેનો નિર્ણય કરવો યોગ્ય છે. મેં એમને સોમ પીવાના અધિકારી ઠેરાવ્યા છે, માટે હું એમને સોમનું પાત્ર આપીશ. હે ઈંદ્ર, મેં એમને વાસ્તેજ આ રાજાને યજ્ઞ કરવાની પ્રેરણા કરીછે; તો હવે હું મારાં વચન સત્ય કરીશ. એઓએ મારો ઉપકાર કર્યોછે, માટે મારે સર્વથા એમનો સામો ઉપકાર કરવાનો છે. ઈંદ્રે કહ્યું કે, આ અશ્વિની કુમારને દેવતાઓએ વૈદ કરેલા છે, તો વૈદનું કામ નિંદિત હોવાથી તેઓ સોમ પીવાને યોગ્ય નથી; માટે એમને સારૂ તમારે સોમ પાત્ર લેવું નહીં.

એવાં ઈંદ્રનાં વચન સાંભળી ચ્યવન મહામુનિયે કહ્યુ કે, હે વૃત્રાસુરને મારનાર ઈંદ્ર, એઓ દેવતાના પુત્ર છતાં સોમપાન કરવાને યોગ્ય શા સારૂ નહીં ગણાય? એ પ્રમાણે તે બેઉનો વિવાદ થતાં બીજા કોઈપણ કાંઈ બોલ્યા નહીં. અને ઉગ્ર તેજવાળા ચ્યવન મહામુનિ પોતાના તપોબળથી અશ્વિની કુમારને સોમરસનું પાત્ર આપવા તૈયાર થયા તે જોઈ અત્યંત કોપ પામેલા ઈંદ્રે પોતાનું બળ દેખાડતાં ચ્યવન મહામુનિને કહ્યું કે, હે બ્રાહ્મણોમાં અધમ, તારે આ નવી મર્યાદા નહીં કરવી જોઈએ, આમ કરવાથી તું મારો શત્રુ થશે. ત્યારે ચ્યવન મહામુનિયે કહ્યું કે, હે ઈંદ્ર! જે મહાત્મા અશ્વિની કુમારોએ મને રૂપ, શકિત તથા તેજે કરી બીજા દેવ સરખો કીધો, તેઓનું અપમાન તું નહી કર. હે દેવતાઓના સ્વામિ, બીજા દેવતાઓ જેમ સોમપાત્ર લેછે, તેમ અશ્વિની કુમાર પણ સમર્થ દેવ છે, માટે સોમપાત્ર લેવામાં અધિકારી શા માટે નહીં?

એવાં ચ્યવન મહામુનિનાં વચન સાંભળી વળી ઈંદ્રે કહ્યું કે, એઓ વૈદ્ય હોવાને લીધે કોઈ રીતે યજ્ઞમાં સોમપાત્ર લેવાને યોગ્ય નથી, તે છતાં હે મંદ બુદ્ધિવાળા, તું જો તેમને સોમપાત્ર આપીશ તો હમણાં હું તારૂં માથું કાપી નાખીશ.

એવાં ઈંદ્રનાં વચન સાંભળી તેનાં વચનને ન ગણકારતાં ચ્યવન મહામુનિયે અશ્વિની કુમારને સારૂ સોમપાત્ર લીધું. અશ્વિની કુમારને પીવરાવવાની ઈચ્છાથી સોમપાત્ર લીધેલું જોઈ ઈંદ્ર બોલ્યો કે, તું પોતે તારા સ્વાર્થ વાસ્તે

અશ્વિની કુમારને સોમપાત્ર આપીશ તો તારી ઉપર હું વજ્ર નાખીશ. એ પ્રમાણે ઈંદ્રે કહ્યું તે છતાં પણ અત્યંત ક્રોધ પામેલા મહા અભિમાની ચ્યવન મહામુનિયે અશ્વિની કુમારને વિધિથી સોમપાત્ર આપ્યું. તે ટાંણે ઈંદ્રે સર્વ દેવતાઓ જોતાં છતાં વજ્ર નામનું આયુધ ચ્યવનને મારી નાખવાસારૂ ક્રોધથી ઉપાડયું. તે ટાંણે ચ્યવન મહામુનિયે પોતાનાં તપોબળથી તેનો હાથ થંભાવી દીધો.

એ પ્રમાણે દેવીએ સદાચરણ ગૌરીને પતિવ્રતા સુકંન્યાનું પવિત્ર ચરિત્ર સંભળાવીને કહ્યું કે, હે પુત્રિ, કંન્યાઓ પોતાનાં માતા પિતાને સ્વાધીન હોવાથી ગાયની પેઠે તેઓ જેવે સ્થાનકે આપે તેવે સ્થાનકે જાય, તથાપિ ધર્મને જાણનારાં સમજુ માતા પિતાં તો પોતાની કંન્યાને બધી રીતે યોગ્ય વરનેજ આપે. પણ કદાચ દૈવયોગને લીધે તેઓ વૃદ્ધ વા નિર્ધનને આપે તોપણ સારાં કુળની કંન્યાએ તેવા પતિને પામી ઈશ્વરભાવે કરી પોતાનું શિયળ ભંગ ન કરતાં, મન, કર્મ તથા વચને કરી તેનું આરાધન કરવું. તો તેમ કરવાથી જેમ શર્યાતિ રાજાની પુત્રી સુકંન્યા વૃદ્ધ, અંધ તથા નિર્ધન પતિને પામી, ઈશ્વરભાવેં તેની સેવા કરી ઈચ્છિત ફળને પામી, તેમ તે પ્રમાણે ચાલનાર પણ પામે.

એવાં દેવીનાં વચન સાંભળી સદાચરણ ગૌરીએ કહ્યું કે, હે માતુશ્રી, આપે પતિવ્રતા સુકંન્યાનું પવિત્ર ચરિત્ર સંભળાવ્યું, જે સાંભળવાથી હું બહુજ પ્રસન્ન થઈછું, તોપણ પતિવ્રતા સ્ત્રીઓનાં ચરિત્ર હજુ મારે સાંભળવાની બહુ ઉત્કંઠા છે. માટે હે માતુશ્રી, આપ કૃપા કરીને સંભળાવશો.

એવાં સદાચરણ ગૌરીનાં વચન સાંભળી દેવીએ કહ્યું કે, હે પુત્રી, તને હજુ પણ પતિવ્રતા સ્ત્રીઓનાં ચરિત્રો સાંભળી સંતોષ થયો નથી એવું જણાયછે, તેથી હું તારા ઉપર બહુજ પ્રસન્ન થઈછું; જેથી હું તને નળ રાજાની ધર્મપત્ની દમયંતીનું ચરિત્ર સંભળાવું તે સાંભળ.

---

## પ્રકરણ ૧૦ મું.

### પતિવ્રતા દમયંતી તથા સત્યવાદી તેનો પતિ રાજા નળ.

પૂર્વે વીરસેનનો પુત્ર નળ નામે રાજા હતો, જે બળવાન, સારા ગુણવાળો, પાસાની રમતમાં પ્રીતિમાન, અશ્વવિદ્યામાં ચતુર, સત્યવાદી, જીતેંદ્રિય, ઉદાર, તથા સાક્ષાત મનુ સરખો હતો. તેમજ વિદર્ભ દેશને વિષે ભયંકર પરાક્રમવાળો, શૂરવીર, સર્વ ગુણે યુક્ત અને પ્રજાની ઇચ્છાવાળો ભીમ નામે રાજા હતો. તેથી તે પ્રજા વાસ્તે અત્યંત સાવધાન થઈ પ્રયત્ન કરતો હતો, તેટલામાં દૈવ ઇચ્છાથી તેની પાસે સુંદર કાંન્તિવાળા દમન નામના બ્રહ્મરૂષિ આવ્યા, તેને જોઇ પ્રજાની ઇચ્છાવાળા ધર્મને જાણનાર સ્ત્રી સહિત ભીમ રાજાએ સત્કાર કરી તેને પ્રસન્ન કર્યા. પ્રસન્ન થયેલા દમન નામના મોટા યશવાળા તે બ્રહ્મરૂષિએ સ્ત્રી સહિત ભીમરાજાને આવી રીતે વરદાન આપ્યું કે,

તને એક કંન્યા તથા ત્રણ પુત્ર થશે. એવાં તેનાં વર-દાનથી દમયંતી નામે એક કન્યા રત્ન તથા સુંદર કાન્તિ વાળા દમ, દાન્ત, અને દમન નામે સારા ગુણવાલા ત્રણ પુત્ર થયા. પછી ભીમરાજાની સુંદર અંગવાળી કંન્યા દમ-યંતી પોતાનું સ્વરૂપ, તેજ, અને સૌભાગ્યે કરીને સર્વ લો-કમાં મોટા યશને પામી. અને જ્યારે યુવાવસ્થામાં આવી ત્યારે અલંકાર ધારણ કરેલી એકસો દાસી તથા તેટલીજ સખિયો ઇંદ્રાણિની પેઠે તેની સેવા કરતી હતી. ને સર્વ અલં-કારોએ કરી શોભીતી તથા સારાં આચરણવાળી તે દમયંતી પોતાની સખિયોની વચમાં વીજલિની પેઠે શોભતી હતી.

એવી તે સુંદર અંગવાળી, દેવતાઓનાં ચિત્તને પ્રસન્ન કરનારી, દેવ, યક્ષ તથા બીજા મનુષ્યોમાં પણ તેવી રૂપ-વાળી કન્યા કોઇએ દીઠી કે સાંભળી ન હતી. તેમજ પુરૂષમાં સિંહરૂપ, લોકને વિષે ઉપમારહિત નળ નામે રાજા હતો, તેથી કેટલાક લોકો કૌતુકથી દમયંતી પાસે નળની અને નળની પાસે દમયંતિની વારંવાર પ્રશંસા કરતા હતા. એ રીતે હમેશ એકબીજાના ગુણ સાંભલતાં પોતાના મનથી પરસ્પર વરવાનો નિશ્ચય કર્યો હતો. પછી જ્યારે નળ, દમયંતી વિષે ઘણો આતુર થયો, ત્યારે અંતઃપુરની પાસે રહેલા બગિચામાં એકાન્તે ગયો ત્યાં સુવર્ણ સરખી પાંખવાલા હંસોને ફરતા જોઈ તેઓમાંથી એકને પકડી લીધો. ત્યારે તે પક્ષિયે નળને મનુષ્યના સરખી વાણિથી કહ્યું કે, હે રાજા! તારે મને મારવો નહીં, હું તારૂં પ્રિય કરોશ. હે નૈષધદેશના રાજા! હું દમયંતી પાસે તારા

ગુણની પ્રશંસા કરીશ, જે સાંભળી તે કચારે પણ તારા વગર બીજા પુરૂષને માન્ય કરશે નહીં; તે સાંભળી રાજાએ તેને છોડી દીધો. ત્યારે તે હંસો ત્યાંથી ઉડી વિદર્ભદેશ પ્રત્યે ભીમ રાજાની નગરીમાં જઈ દમયંતીથી થોડેક દૂર બેઠા. અદભુત રૂપવાળા તે પક્ષિયોને જોઈ પ્રસન્ન થયેલી દમયંતી પોતાની સખિયો સહિત તેઓને પકડવા ઉતાવલથી ગઈ. ત્યારે તે હંસો પ્રમદા વનમાં ચોફેર ભાગવા લાગ્યા, તેની પાછળ એકેક કન્યા દોડવા લાગી, તેમાં દમયંની જે હંસની પાછલ દોડી તે હંસ મનુષ્યના સરખી વાણીએ કરી કેહેવા લાગ્યો કે, હે દમયંતિ નળ એવે નામે નૈષધ દેશનો રાજા છે, તે રૂપે કરી અશ્વિની કુમાર સરખો છે. માટે હે સુંદર રૂપ વાળિ. જો તું તેની સ્ત્રી થાય તો તારો જન્મ તથા તારૂં રૂપ પણ સફળ થાય. કેમકે અમે દેવ, ગંધર્વ, મનુષ્ય, સર્પ તથા રાક્ષસોને જોયા છે, પણ તેના સરખો કોઈ પુરૂષ જોયો નથી. વળી જેમ તું સર્વ સ્ત્રીયોમાં રત્ન છે, તેમ તે પણ સર્વ પુરૂષોમાં રત્નરૂપ છે. માટે પરસ્પર તમારો સંબંધ ઘણો યોગ્ય થશે.

એવાં હંસનાં વચન સાંભળી દમયંતિયે કહ્યું કે, હે હંસ! તું જેમ મને કહેછે તેમ નળ રાજા પાસે જઈ તેને પણ કહે.

એવાં દમયંતીનાં વચન સાંભળી તે હંસે "ઠીક, બહુ સારૂં." એમ કહી ત્યાંથી નૈષધ દેશમાં આવી તે સર્વ વૃત્તાંત નળરાજાને નિવેદન કર્યું. હવે જે દિવસથી દમયંતીયે હંસનાં વચન સાંભળ્યાં હતાં તે દિવસથી નળ રાજાનું ચિન્તવન કરતાં સ્વસ્થપણાને પામતી ના હતી.

એવી તે દમયંતિની સ્થિતિ જોઈ તેની દાસિઓએ તેનું મન નળરાજાને વિષે મોહિત થયુંછે એમ જાણી તેના પિતા ભીમરાજાને એ વાત નિવેદન કરી. પછી તે વાત સાંભળી ભીમરાજાએ યુવાવસ્થાને પ્રાપ્ત થયેલી પોતાની પુત્રિને જોઈ મનમાં વિચાર કર્યો કે, મારે હવે દમયંતીનો સ્વયંવર કરવો જોઈએ. એમ જાણી સર્વ રાજાઓને આમંત્રણ કર્યું.

એવી રીતનાં ભીમ રાજાનાં આમંત્રણથી સર્વ રાજાઓ વિચિત્ર પ્રકારના સૈન્ય સહિત ત્યાં આવ્યા. તેઓને ભીમ રાજાએ ઘટતી રીતે સત્કાર કરી ઉતારા આપ્યા. તેટલામાં રૂષિઓમાં અત્યંત શ્રેષ્ઠ, મોટાં વ્રતવાળા મહાત્મા નારદ તથા પર્વત નામના બંને દેવરૂષિ ઈંદ્ર પાસે ગયા. આ વેલા બંને દેવરૂષિને જોઈ, તેમની પુજા કરી ઈંદ્રે તેમને સર્વ કુશળ તથા આરોગ્ય પુછયું. ત્યારે નારદે કહ્યું કે, હે દેવ! હે ઈશ્વર! અમારૂં સર્વ કુશળજ છે, તેમ મુનુષ્ય લોકને વિષે સર્વ રાજાઓ પણ કુશળ છે. ત્યારે ઈંદ્રે પુછયું કે, હાલ તે રાજાઓ શું કરેછે ત્યારે નારદજી કેહેવા લાગ્યા કે વિદર્ભ રાજાની દમયંતી નામે વિખ્યાત દુહિતા છે, તે રૂપે કરી સર્વ સ્ત્રીઓથી અધિક છે, તેનો સ્વયંવર થોડા દિવસમાં થનાર છે, તેથી સર્વ રાજાઓ તથા રાજકુમારો કન્યાની ઈચ્છા રાખી તેના સ્વયંવરમાં જાયછે.

એ પ્રમાણે નારદજી કેહેતા હતા તેટલામાં સર્વલોક-પાળ અગ્નિ સહિત ઈંદ્ર પાસે આવ્યા, ને તે સ્વયંવર સંબંધિ જે વાક્ય ઇંદ્રને કહ્યાં તે સાંભળ્યાં. સાંભળતાંજ તેઓ પ્રસન્ન થઈ કેહેવા લાગ્યા કે, આપણે પણ તે સ્વયંવરમાં

જઈએ. એમ કહી પોતાના ગણો તથા વાહનો સહિત તે સર્વ દેવતાઓ ઈંદ્રની સાથે વિદર્ભ દેશ પ્રત્યે જવા લાગ્યા, તેટલામાં નળ રાજા પણ દમયંતી વાસ્તે વિદર્ભ નગરી પ્રત્યે જતો હતો. તે સમય દેવતાઓ, રસ્તામાં અશ્વિની કુમાર સરખા નળને જોઈ વિસ્મય પામી, મનથી વિચાર કરવા લાગ્યા કે, જો દમયંતી આ નળને જોસે તો આપણે નહીં વરે. એમ જાંણી આકાશમાં વિમાનને ઉભાં રાખી નીચે ઉતરી નળ રાજાને કેહેવા લાગ્યા કે, હે નળ! તું સત્ય વ્રતવાળો છે માટે તું અમારો દૂત થા, અને અમારી સહાયતા કર.

એવાં તેમનાં વચન સાંભળી "ઠીક તેમ કરીશ" એમ કહી પછી હાથ જોડી નળે તેમને પુછયું કે, જેમને હુંજ દૂત પ્રિય છું. એવા તમે કોણ છો? અને મારે તમારૂં શું કામ કરવું? તે કહો ત્યારે ઈંદ્રે કહ્યું કે, હે રાજા! "અમે દમયંતિ વાસ્તે આવેલા દેવ છઇએ, માટે તું અમે આવ્યા છીયે એ વાત દમયંતી પાસે જઈ નિવેદન કરી તેને કહે કે, ઈંદ્ર, અગ્નિ, વરૂણ તથા યમ તને વરવાને ઇચ્છેછે, માટે તું તેઓમાંથી એકને વર.

એવાં તેનાં વચન સાંભળી હાથ જોડી નળે કહ્યું કે, જે વાસ્તે તમે જાઓછો તેજ વાસ્તે હું પણ જાઊંછું. માટે તમે મને મોકલવા લાયક નથી. કેમકે પુરૂષ પોતે પરણવા ઇચ્છેલી સ્ત્રીનો ત્યાગ કરી પારકા વાસ્તે તેની માગણી કેમ કરે? ત્યારે દેવતાઓએ કહ્યું કે, હે નળ! પ્રથમ "હું કરીશ" એમ કહ્યું. હવે કેમ નહીં કરે? માટે હે નળ! જલદી જા. ત્યારે નળે કહ્યું કે, હે દેવતાઓ! દમયંતીને રેહે-

વાનાં ઘર તો ચોકીદારોએ સારીરીતે રક્ષણ કરેલાં હશે, માટે તેમાં હું પ્રવેશ કરવા કેમ સમર્થ થાઊં. ત્યારે ઈંદ્રે કહ્યું કે, અમારા કેહેવાથી જા, તું દમયંતીના ઘરમાં પ્રવેશ કરીશ; તેમાં તને કોઈ દ્વારપાળ દેખશે નહીં.

એવાં ઈંદ્રનાં વચન સાંભળી નળ રાજા દમયંતીના ઘર પ્રત્યે ગયો. ત્યાં તેણે સખિયોથી વિટાંયેલી, દમયંતીને જોઈ. ને દમયંતી, પણ નળને જોઈ, વિસ્મય પામી કેહેવા લાગી કે, હે સુંદર અંગવાળા તમે કોણ છો? અને અહીં કેમ આવ્યા છો?

એવાં દમયંતીનાં વચન સાંભળી તે પ્રત્યે નળ કેહે-વા લાગ્યો કે, હે કલ્યાણિ! દેવતાઓનું દૂતપણું કરવા સારૂ અહીં આવેલો હું નળ છું. અને ઈંદ્ર, અગ્નિ, વરૂણ તથા યમ એ દેવતાઓ તને પ્રાપ્ત થવા ઇચ્છેછે, માટે તેઓ-માંથી એકને તું વર.

એવાં નળનાં વચન સાંભળી દમયંતી દેવતાઓને નમસ્કાર કરી, તેને કેહેવા લાગી કે, હે રાજા! પૂર્વે મેં જ્યા-રથી હંસ પક્ષીનાં વચન સાંભળ્યાંછે, ત્યારથીજ હું મનથી તમને વરી ચુકીછું. માટે હવે જો તમે મારો તિરસ્કાર કરશો તો હું આપઘાત કરીશ. ત્યારે નળે કહ્યું કે, લોક-પાળ સરખા દેવતાઓ તને પરણવા તૈયાર છે, તેમ છતાં તું મનુષ્યને કેમ ઇચ્છેછે?

ત્યારે દમયંતીએ કહ્યું કે હું તે સર્વ દેવતાઓને ન-મસ્કાર કરૂંછું, ને મને કરી તમનેજ વરી ચુકીછું. ત્યારે નળે તેને કહ્યું કે, હે કલ્યાણિ! હું દેવતાઓનો દૂત થઈ

આવ્યોછું, માટે તેમને આડો પડી મારા સ્વાર્થ સારૂ તને કેમ પરણું? પણ જો મને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાથી ધર્મ થતો હશે તો હું તેવી રીતે કરીશ વાસ્તે તેવો ઉપાય કર. ત્યારે દમયંતી બોલી કે, હે રાજા! મેં તમને પરણવાનો ઉપાય જાણ્યોછે, જેથી તમને દોષ લાગશે નહીં. તે એ કે તમે તથા તે સર્વ દેવતાઓ જ્યાં મારો સ્વયંવર છે ત્યાં આવજો, એટલે તે સર્વની સમક્ષ તમને વરીશ.

એવાં દમયંતીનાં વચન સાંભળી નળ, જ્યાં ઇંદ્રાદિ દેવતાઓ હતા ત્યાં પાછો આવ્યો. તેને જોઈ દેવતાઓ, દમયંતી સંબંધી સર્વ વૃત્તાંત પુછવા લાગ્યા કે, હે નળ તેં દમયંતીને જોઈ? તેણે અમોને શું કેહેવરાવ્યુંછે? ત્યારે નળે કહ્યું કે, તમારી આજ્ઞાથી હું દમયંતીના ઘરની અંદર ગયો, ને મેં સખિયો સહિત દમયંતીને જોઈ. પછી મેં જ્યારે તમારા સંબંધી વાત કેહેવા માંડી, ત્યારે દમયંતીયે બીજી ઇચ્છા ત્યાગ કરીને મનેજ વરવા સારૂ કહ્યું કે, હે મનુષ્યમાં સિંહ રૂપ! તે સર્વ દેવતાઓ તમને સાથે લઈ સ્વયંવરમાં આવે એટલે તેમની સન્મુખ તમને વરીશ તેથી તમને કંઈ દોષ લાગશે નહી. હે દેવતાઓ! મેં જે આ વાત કહી તે તમારે સત્ય માનવી.

પછી જ્યારે શુભ મુહૂર્ત્ત આવ્યું ત્યારે ભીમરાજાએ સર્વ રાજાઓને સ્વયંવર મંડપમાં આવવાનું કેહેવરાવ્યું. ત્યારે દમયંતીને પરણવાની ઇચ્છાવાળા સર્વ રાજાઓ ઉતાવળથી ત્યાં આવી અનેક તરેહનાં આસનો ઉપર બેઠા. તેટલામાં સુંદર મુખવાળી દમયંતી પણ સ્વયંવર મંડપમાં

આવી. પછી જ્યારે ત્યાં બેઠેલા સર્વ રાજાઓના નામનું વર્ણન થવા લાગ્યું, તે સમય દમયંતીએ દેવતાઓની સમક્ષ નળના ગલામાં પુષ્પની માળા પેહેરાવી. તે વખતે સર્વ રાજાઓએ મોટો હાહાકાર શબ્દ કર્યો, ને વિસ્મય પામેલા રૂષિયો સહિત દેવતાઓએ "ઘણું સારૂં થયું, ઘણું સારૂં થયું" એમ શબ્દ કર્યા. તે વખતે વીરસેનનો પુત્ર નળ પણ દમયંતિની આશ્વાસના કરતાં કેહેવા લાગ્યો કે, હે કલ્યાણિ! દેવતાઓની સમક્ષ મનુષ્ય એવા મને વરેછે, માટે તારો સ્વામિ હું તારા કેહેવામાં રહીશ, અને જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ રેહેશે, ત્યાં સુધી હું તારે વિષે પ્રીતિમાન રહીશ, એ હું સત્ય કહુંછું. તેવીજ રીતે દમયંતાયે પણ તેને હાથ જોડીને કહ્યું. પછી જ્યારે પરસ્પર પ્રીતિમાન તે બેઉ અગ્નિઆદિ ચાર દેવતાઓને જોઈ તેની શરણે ગયાં, તે વખતે તે દેવતાઓએ તેને આઠ વરદાન આપ્યાં, તે આવી રીતે કે, ઈંદ્રે, યજ્ઞમાં પોતાનું પ્રત્યક્ષ દેખાવું તથા ઉત્તમ ગતિ, અગ્નિએ, જ્યાં તે ઇચ્છા કરે ત્યાં પોતાને ઉત્પન્ન થવું અને પોતાના સરખા પ્રકાશમાન લોકની પ્રાપ્તિ, યમે, જેવા તેવા અન્નમાં મધુર રસ તથા ધર્મમાં પ્રીતિ, અને વરૂણે જ્યાં તે જળની ઇચ્છા કરે ત્યાં જળ અને સુગંધિ પુષ્પની માળા આપી.

એ પ્રમાણે ચારે દેવતાઓ નળને બબ્બે વરદાન આપીને સ્વર્ગ પ્રત્યે ગયા અને બીજા સર્વ રાજાઓ પણ પાછા પોતપોતાના ગામ પ્રત્યે ગયા. પછી ભીમરાજાએ નળ તથા દમયંતીનો વિધિપૂર્વક વિવાહ કર્યો. પછી નળ રાજા, પોતાની ઇચ્છા પ્રમાણે ભીમ રાજાની પુરીમાં રહી, તેમની આજ્ઞા લઈ

પોતાના શેહેર પ્રત્યે ગયો. ને ધર્મે કરી પ્રજાનું પાલન કરતાં તેમને પોતામાં પ્રીતિ વધારતો હતો. ત્યાર પછી તેણે દમયંતી વિષે ઈંદ્રસેન નામે પુત્ર તથા ઈંદ્રસેના નામની કન્યા એ બે સંતાન ઉત્પન્ન કર્યાં.

હવે દમયંતીનો વિવાહ થયા પછી સ્વર્ગ પ્રત્યે જતા તે દેવતાઓએ રસ્તામાં કળિયુગ સહિત દ્વાપરને જોયો. ત્યારે ઇંદ્રે તે કળિને પુછ્યું કે, હે કળિ! તું દ્વાપર સહિત ક્યાં જાયછે? ત્યારે કળિયે કહ્યું કે, મારૂં મન દમયંતીવિષે લાગેલું છે, માટે હું તેના સ્વયંવરમાં જઈ તેને વરીશ.

એવાં કળિયુગનાં વચન સાંભળી ઇંદ્ર, હસીને બોલ્યો કે, હે કળિ! તે સ્વયંવર તો નિવૃત્ત થયો, ને દમયંતી તો અ-મારી સમક્ષ નળ રાજાને વરી.

એવાં ઈંદ્રનાં વચન સાંભળી ક્રોધ પામેલો કળિ, તે સર્વ દેવતાઓની આજ્ઞા લઇ બોલ્યો કે, અરે! દમયંતી દેવતાઓની વચમાં નળને વરી, માટે તેને મોટો દંડ આપવો એજ ન્યાય છે.

ત્યારે દેવતાઓ બોલ્યા કે હે કળિ! જ્યારે અમોએ દમયંતીને નળ રાજાને વરવાની આજ્ઞા આપી ત્યારે તે તેને વરીછે. હે કળિ! જે સર્વ ધર્મ જાણનાર, તથા જેમાં સર્વ ગુણ રહ્યાછે, તેને કઈ કન્યા ન વરે? એવા નળને જે કોઇ શાપ આપે તે મૂર્ખ, પોતાનાજ આત્માને શાપ આપેછે." એમ કહી સર્વ દેવતાઓ સ્વર્ગ પ્રત્યે ગયા.

ત્યાર પછી કળિયે દ્વાપરને કહ્યું કે, હે દ્વાપર! હું ઉત્પન્ન

થયેલા ક્રોધને શમાવી શકતો નથી, માટે નળરાજાના શરીર વિષે રહીશ ને જેમ ભીમરાજાની પુત્રી દમયંતી સહિત તે દુ:ખ પામે તેમ તેને રાજ્યથી ભ્રષ્ટ કરીશ. માટે તું મારી સહાયતા કરવા યોગ્ય છો. પછી દ્વાપર સહિત કળિ એ પ્રમાણે નિશ્ચય કરી નળરાજા પાસે આવ્યો. ને ત્યાં તેનું છિદ્ર જોતાં જોતાં બાર વર્ષ થયાં ત્યારે કોઈ દિવસે નળ રાજા પિશાબ કર્યા પછી આચમન કરી હાથ પગ ધોયા વગર સંધ્યા કરવા લાગ્યો, તે વખતે તે છિદ્ર જોઈ તેના શરીરમાં પ્રવેશ કરી બીજું સ્વરૂપ ધારણ કરી પુષ્કર પાસે જઈ તેને કહ્યું કે, હે પુષ્કર! તું પાસાઓના દ્યૂતે કરીને નળ રાજાને જીતિશ માટે મારી સાથે ચાલ, ને તેની સાથે દ્યૂત રમ, જેથી તેના રાજ્યને જીતિશ.

એવાં કળિયુગનાં વચન સાંભળી પુષ્કર નળ રાજા પાસે ગયો. ને કળિ, પાસાઓનું રૂપ લઇ પુષ્કરની પાસે રહ્યો ત્યાં પુષ્કરે પોતાના ભાઈ નળને વારંવાર કહ્યું કે, હે નળ! તમે આવો, આપણે બેઉ જણ દ્યૂત રમિયે એવું તેનું કેહેવું સહન ન કરી શકતો કળિયુગે પ્રવેશ કરેલો નળ, દમયંતી જોતાં દ્યૂત રમવાનો સમય જાણી તેની સાથે રમવા લાગ્યો. ત્યારે તે દ્યૂતમાં કળિયુગે પ્રવેશ કરેલો નળ પોતાનું સર્વસ્વ હારી જતો હતો, તે વખત પાસાઓની રમતથી તેનાં સંબંધિઓમાંથી કોઇ પણ તેને વારવા સમર્થ થયું નહીં. ત્યારે મંત્રિયો સહિત ગામની પ્રજા તેને મળવા તથા દ્યૂતથી નિવૃત કરવા સારૂ આવી, પણ કળિયુગે જેના શરીરમાં પ્રવેશ કરેલોછે એવા નળરાજાએ તેનું કેહેવું કોઈ

સાંભળ્યું નહીં. ત્યારે તે મંત્રિયો તથા શેહેરના સર્વ માણસો નળ રાજા નાશ પામ્યો એમ જાણી, દુઃખિત થઈ પોત પોતાના ઘર પ્રત્યે ગયા. એ રીતે પુષ્કર તથા નળ વચ્ચે ઘણા માસ પર્યંત દ્યૂત ચાલ્યું પણ તેમાં નળ રાજા જીતતો ન હતો.

એ રીતે નળરાજા બધું હારી ગયા એમ જાણી, પતિવ્રતા દમયંતી મનમાં વિચાર કરવા લાગી કે, હવે આ ટાંણે શું કરવું? રાજા તો સર્વસ્વ હારો ગયા. એમ વિચારી પોતાનું હિત ઈચ્છનારી બ્રહત્સેના નામની દાસીને કેહેવા લાગી કે, હે બ્રહત્સેના! વાર્ષ્ણેય નામના સારથિને અહીં બોલાવી લાવ; કેમકે તેનું મોહોટું કામ પડ્યું છે.

એવાં દમયંતીનાં વચન સાંભળી બ્રહત્સેના તેને બોલાવી લાવી. ત્યારે વખતને વર્ત્તનારી પતિવ્રતા દમયંતી તેને કેહેવા લાગી કે, હે સારથિ! તારા વિષે રાજા હમેશ વિશ્વાસ રાખેછે; માટે આ ટાંણે હું કહું તે કર. રથમાં નળરાજાના અશ્વ જોડી તેમાં મારાં બે બાળકોને બેસાડીને મારા પિતા ભીમરાજાના કુંડીનપુર પ્રત્યે જા. ને મારે પિયર મારાં બે બાળકો, રથ તથા અશ્વોને રાખીને તને ઈચ્છામાં આવે તો ત્યાં રેહેજે અથવા બીજે જ્યાં મરજી હોય ત્યાં જજે.

એવાં દમયંતીનાં વચન સાંભળી તેણે નળરાજાના મુખ્ય કારભારિયો પાસે જઈ તે વૃત્તાંત કહ્યું. ત્યારે તેમણે કહ્યું કે, દમયંતીની આજ્ઞા પ્રમાણે કર. ત્યારે તે વાર્ષ્ણેય સારથિ નળના ઘોડા રથમાં જોડી તેમાં દમયંતીનાં બે બા-

છોકરાંને બેસાડી વિદર્ભદેશ પ્રત્યે ગયો; ને તે રથ, અશ્વ, દમયંતીની ઈંદ્રસેના નામની કંન્યા અને ઈંદ્રસેન નામના પુત્રને ભીમરાજાને સોંપી તેની રજા લઈ, નળરાજા સંબંધિ શોચ કરતો ચોફેર પૃથ્વી ઉપર ફરતો ફરતો અયોધ્યા નગરી પ્રત્યે ગયો. પછી અત્યંત દુઃખિત તે, રૂતુપર્ણ રાજા પાસે જઈ તેનું સારથિપણું કરવા લાગ્યો. હવે વાર્ષ્ણેય ગયા પછી ધર્માત્મા નળ પોતાનું સઘળું દ્રવ્ય દ્યૂતમાં હારી ગયો ત્યારે હાસ્ય કરી પુષ્કરે કહ્યું કે, હે નળ! દ્યૂતમાં તમે સર્વસ્વ હારી ગયા, હવે તો એક દમયંતી રહીછે તેને દાવમાં મુકો.

એવાં પુષ્કરનાં વચન સાંભળી નળરાજા ઘણો ખેદ પામી અત્યંત ક્રોધાયમાન થઈ પુષ્કરને પોતાના શરીર ઉપરથી સર્વ દાગીના ઉતારી આપી, એક વસ્ત્ર પેહેરી, પોતાના સંબંધિઓનો શોક વધારતો શેહેરમાંથી બહાર નિકળવા લાગ્યો; તેને જોઈ અત્યંત દુર્બળ થયેલી પતિવ્રતા દમયંતી પણ એક વસ્ત્ર પેહેરી પોતાના સ્વામિ પાછળ જવા લાગી.

ત્યાર પછી નળ, દમયંતી સહિત ત્રણ રાત્રિ ગામ બાહાર રહ્યો તે સાંભળી પુષ્કરે શેહેરનાં માણસોને જાહેર કર્યું કે, નળનો કોઈ સત્કાર કરશે તેઓને હું મારી નાખીશ. તે ભયથી ત્રણ દિવસ સુધી તેનો કોઈએ સત્કાર કર્યો નહીં ત્યારે તેણે ત્રણ રાત્રી સુધી દમયંતી સહિત જળ માત્રે કરી પોતાનો નિર્વાહ કર્યો. પછી ક્ષુધાએ કરી પીડિત નળ, ફળ તથા કંદ મૂળ શોધતાં ચાલતો થયો, તેની વાંસે પતિવ્રતા દમયંતી પણ ચાલતી થઈ. ત્યારપછી વનમાં જતાં નળે સુવર્ણ સરખી પાંખવાળાં પક્ષિયોને જોયાં, ને પોતાના મનમાં

વિચાર કર્યો કે, આ પક્ષિયો મારૂં ભક્ષ્ય છે, એમ માની પોતાનું પેહેરવાનું વસ્ત્ર તેના ઉપર નાખ્યું. એટલામાં તે સર્વ પક્ષિયોયે તે વસ્ત્ર લઈ આકાશ માર્ગે ઉંચા ઊડી, નળને કહ્યું કે, હે અત્યંત દુષ્ટ બુદ્ધિવાળા! અમે તારૂં વસ્ત્ર હરણ કરનાર પાસાઓ છઈએ. તે સાંભળી વસ્ત્ર વગરના નળે પતિવ્રતા દમયંતી પ્રત્યે કહ્યું કે, હે શુદ્ધ બુદ્ધિવાળી દમયંતી! જેમના પ્રકોપથી દુઃખિત તથા ભૂખ્યો થયેલો હું, પ્રાણનો પણ નિર્વાહ કરવાના ઉપાયને જાણતો નથી; તેમ નૈષધ દેશની પ્રજાએ પણ મારો સત્કાર કર્યો નહીં, તે પાસાઓ આ પક્ષિ થઈને મારૂં વસ્ત્ર હરણ કરી જાયછે. માટે હે પ્રાણપ્રિયા! અવળી હાલતને પામેલો, દુઃખિત અને ચૈતન વગરનો હું તારો સ્વામિ, તારૂં સારૂં થાય એવાં વચન કહું તે સાંભળ. હે દમયંતી આ માર્ગ વિદર્ભ દેશ પ્રત્યે જવાનો છે, આ માર્ગ કોશલદેશ તરફ જાયછે, અને ત્યાર પછી આ માર્ગ દક્ષિણ દિશા તરફ જાયછે તેને તું જો.

એ પ્રમાણે પીડા પામેલા નળરાજાએ દમયંતીને તેના પિતા ભીમરાજાના દેશ પ્રત્યે જવાની મતલબથી કહ્યું. એવી રીતનાં વચન સાંભળવાથી ઉત્પન્ન થયેલા દુઃખે કરીને દુર્બળ થયેલી દમયંતી નેત્રમાં અશ્રુ લાવીને દયાયુક્ત વચને કેહેવા લાગી કે, હે સ્વામિનાથ! તમારા મનના સંકલ્પને વારંવાર ચિન્તવન કરૂંછું ત્યાં મારૂં હૃદય ખેદ પામેછે, તથા શરીરના અવયવો શિથિળ થાયછે. હે સ્વામિનાથ! હું રાજ્ય તથા સમૃદ્ધિ જેની હરાઈ ગઈછે એવા વસ્ત્ર વગરના ક્ષુધા તથા શ્રમયુક્ત તમને, મનુષ્ય વગરના વનમાં ત્યાગ

કરીને મારા પિતાના ગામ પ્રત્યે કેમ જાઊં? થાકી ગયેલા, ક્ષુધાએ કરી પીડા પામેલા તથા ગયેલા સુખને સંભારતા એવા તમને, આ ઘોર વનમાં દુઃખથી રહિત કરીશ. કેમકે પુરૂષને દુઃખને વિષે સ્ત્રી સમાન રોગ મટાડવાને બીજું ઔષધ નથી; એ હું તમને સત્ય કહુંછું.

એવાં દમયંતીનાં વચન સાંભળી નળે કહ્યું કે, હે પતિવ્રતા દમયંતી! તું કહેછે તે તેમજ છે. હે સ્ત્રિ! હું તારો ત્યાગ નહીં કરૂં; તું એટલી બધી શા વાસ્તે શંકા કરેછે? હે પ્રાણપ્રિયા! હું મારા આત્માનો ત્યાગ કરીશ પણ તારો ત્યાગ નહીં કરૂં. દમયંતી બોલી કે, હે સ્વામિનાથ! જ્યારે તમે મારો ત્યાગ કરવા ઇચ્છતા નથી ત્યારે વિદર્ભ દેશનો માર્ગ શામાટે દેખાડવો જોઇએ? હે સ્વામિનાથ! તમે તો મારો ત્યાગ કરવા લાયક નથી, પણ તમારા ચિત્તને કળિયુગે ખેંચેલું છે તેથી તમે મારો ત્યાગ કરવા ચાહોછો એમ હું માનુંછું. ને તમે મારા પિતાના દેશનો માર્ગ દેખાડી મને શોક ઉત્પન્ન કરોછો; માટે જો તમારો એવોજ અભિપ્રાય હોય કે, દમયંતી પોતાને પિયર જાય તો આપણે બેઉ મળીને વિદર્ભ દેશ પ્રત્યે જઇએ. ત્યાં ભીમરાજા તમારો સારો સત્કાર કરશે.

એવાં દમયંતીનાં વચન સાંભળી નળે કહ્યું કે, હે દમયંતી પ્રથમ હું રાજ્ય ઉપર હતો તે ટાંણે ગયો નહીં તો હવે રાજ્યથી ભ્રષ્ટ થયેલ હું ત્યાં કેમ જાઊં? એ પ્રમાણે નળ રાજા અર્ધું વસ્ત્ર પેહેરેલી કલ્યાણ રૂપ દમયંતીને વારંવાર કેહેતાં સાંત્વના કરતો હતો. પછી એક વસ્ત્ર પેહે-

રેલાં, વનમાં ચોતરફ ફરતાં ક્ષુધા તથા તૃષાએકરી પીડા પામેલાં, અને થાકી ગયેલાં, એ બેઉ કોઈ વનમાં જઈ પૃથ્વી ઉપર બેઠાં. ત્યારે વસ્ત્ર વગરનો મેલ તથા રજે કરી ખરડાએલા શરીરવાળો દમયંતી સહિત થાકી ગયેલો નળ પૃથ્વી ઉપર સૂતો. તે વખતે કોમળ અંગવાળી તથા સ્વધર્મનિષ્ટ દમયંતી થાકેલી હોવાથી તત્કાળ નિદ્રાવશ થઈ. પણ શોક યુક્ત ચિત્તવાળા નળને પૂર્વની પેઠે નિદ્રા ન આવી. તે વખત પોતાનું રાજ્ય હરાઈ ગયું, સંબંધિઓનો વિયોગ થયો, અને વનમાં વસ્ત્ર પણ પક્ષિયો લઈ ગયાં, તેથી મોહોટી ચિન્તા યુક્ત થઈને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, મારે શું કરવાથી અથવા શું નહીં કરવાથી, વા મારા પ્રાણનો ત્યાગ કરવાથી, અથવા દમયંતીનો ત્યાગ કરવાથી, મારૂં કેમ સારૂં થાય? મારામાં પ્રીતિમાન આ દમયંતી મારે વાસ્તે દુઃખ સહન કરેછે; માટે જો હું તેનો ત્યાગ કરૂં તો કદાચિત્ પોતાના પિતાને ત્યાં જાય; પણ જો મારી સાથે રેહેશે તો નિશ્ચય દુઃખ પામશે. વાસ્તે જો હું તેનો ત્યાગ કરીશ તો કદાચ સુખ પામશે.

એ પ્રમાણે નળરાજાએ વારંવાર પોતાના મનમાં નિશ્ચય પૂર્વક વિચાર કરીને "દમયંતીનો ત્યાગ કરવો" એજ સારૂં છે એમ માન્યું. વળી દુષ્ટ બુદ્ધિવાળા કળિયુગે શરીરમાં પ્રવેશ કરવાથી દમયંતીનો ત્યાગ કરવાને નિશ્ચય થયેલા નળે મન સાથે વિચાર્યું જે, આ દમયંતી મારામાં પ્રીતિમાન, પતિવ્રતા અને મોહોટાં ભાગ્યવાળી યશસ્વિની છે, માટે તેને કોઈ પુરૂષ રસ્તામાં છળ કરી શકશે નહીં. પછી બેઉ

વચ્ચે એક વસ્ત્ર પેહેરેલા નળે મન સાથે વિચાર્યું જે, આ વસ્ત્ર છોડીશ તો વસ્ત્ર વગરનો થઈ રહીશ, તેથી અર્ધું વસ્ત્ર કાપી લેવું એવો વિચાર કર્યો. પણ તેનું અર્ધું વસ્ત્ર કેવી રીતે કાપી લેવું, તથા તે કેમ ન જાગે એવા વિચારથી ત્યાં ફરવા લાગ્યો. ત્યારે મ્યાન વગરની ઉઘાડી તરવારને પડેલી જોઈ તે ગ્રહણ કરી તેનાથી દમયંતીએ પેહેરેલાંમાંથી અર્ધું વસ્ત્ર કાપી લઈ, તે પોતે પેહેરી નિદ્રાવશ થયેલી દમયંતીનો ત્યાગ કરી તે ચાલતો થયો; થોડેક જઈ વળી પાછો ત્યાં આવી સૂતેલી દમયંતીને જોઈને ઘણું રૂદન કરતાં મન સાથે વિચાર કરવા લાગ્યો કે, અરે! પૂર્વે જે આ મારી પ્રિયાને વાયુ તથા સૂર્ય પણ જોતા ન હતા તે આજ આ વનમાં પૃથ્વી ઉપર અનાથની પેઠે સુતીછે. અરે! કાપેલું અર્ધું વસ્ત્ર પેહેરેલી પતિવ્રતા દમયંતી નિદ્રામાંથી ઉઠીને કેવી ગાંડી થશે? મારા વગરની એકલી સતી દમયંતી, આ ભયંકર વનમાં કેવી રીતે ફરશે? એવી રીતે વિલાપ કરી "આ સૂતેલી પ્રિય સ્ત્રીની સર્વ દેવતાઓ રક્ષા કરો," એમ કહી સૂતેલી દમયંતીનો શૂન્ય વનમાં ત્યાગ કરી દુઃખ પામી ચાલતો થયો.

હવે નળ ગયા પછી નિદ્રામાંથી જ્યારે જાગી ત્યારે પોતાના પતિને નહીં જોવાથી દુઃખ યુક્ત થઈને મોહોટા શબ્દથી પોકારવા લાગી કે, અરે! હે સ્વામિ! તમે મારો ત્યાગ કેમ્ કરોછો! અરે! આહા! હું હણાઈ! મનુષ્ય વગરના વનમાં એકલી બીહુંછું. અરે! હે રાજા! તમે ધર્મને જાણનાર તથા સત્યવાદી છો, તમે મારા સ્વયંવરને

વિષે "હું તારો ત્યાગ નહીં કરૂં" એમ કહ્યું છે, અને આ વખતે મારો ત્યાગ કરીને કેમ જાઓછો ? જ્યારે મારો સ્વયંવર થયો હતો ત્યારે લોકપાળની સમક્ષ જે બોલ્યાછો તે સત્ય કરો; હવે મશ્કરી ઘણીજ થઈ, હું બીહુંછું; માટે મને દર્શન આપો. અરે હે સ્વામિ! મેં તમને હમણાં અહીં જોયા, તમે વૃક્ષની પાછળ છુપી રહ્યાછો, મારી સાથે ભાષણ કેમ કરતા નથી? હે સ્વામીનાથ! તમારી સાથે વનમાં આવેલી અને વિલાપ કરતી એવી મને તમે નજદીક આવીને આશ્વાસના કેમ કરતા નથી? એ આપને ઘટે નહીં. હું મારા દેહનો અથવા બીજો કાંઈ શોચ કરતી નથી પણ મારા વગરના એકલા તમે કેમ કરશો; એમ હું તમારો શોચ કરૂંછું. હે પ્રાણનાથ! ભુખ્યા તરસ્યા તથા શ્રમથી દુર્બળ થયેલા તમે સાયંકાળ ટાંણે વૃક્ષની નીચે મને નહીં જોવાથી કેવા દુઃખ યુક્ત થશો?

એ રીતે તીવ્ર શોકથી પીડાયેલી ચોતરફ દોડતી, વારંવાર પડતી તથા ઉભી થતી અને વ્રક્ષની નીચે સંતાતી વિવ્હળ થયેલી પતિવ્રતા દમયંતી મોહોટેથી રૂદન કરતાં કેહેવા લાગી કે, જેના વૃથા દ્વેષથી નિષ્પાપિ નળરાજા દુઃખને પામેછે તે પાપીને અમારા દુઃખથી પણ અધિક દુઃખ થાઓ, ને તે પણ દુઃખરૂપ જીવિકાથી જીવે.

એવી રીતે વિલાપ કરતી મહાત્મા નળની સ્ત્રી, ભયંકર વનમાં પોતાના સ્વામિને ખોળતી ને ગાંડીની પેઠે હા! પ્રાણનાથ! હા! પ્રાણનાથ! એમ કેહેતી ચોતરફ દોડતી હતી, ને ટેટોડી પક્ષિણિની પેઠે પોકાર કરતી અત્યંત દયા

આવે તે રીતે શોચ કરતી વારંવાર વિલાપ કરતી દમયંતીને વનમાં રહેલા ક્ષુધા યુક્ત થયેલા અજગર સરખા સર્પે ગ્રહણ કરી; તે વખતે પણ પોતાના પ્રાણનાથ નળનો જેવો શોચ કરેછે તેવો પોનાનો આત્માનો ન કરતાં કેહેવા લાગી કે, હા! નાથ! આ મનુષ્ય વગરના વનમાં અનાથની પેઠે મને આ સર્પ ગળેછે તોપણ શું કરવા દોડીને આવતા નથી? હે સ્વામિનાથ! મને યાદ કરશો ત્યારે કેમ થશે? આજ મને છોડી દઈ તમે વનમાં કેમ ગયાછો? હે સ્વામિ-નાથ! વનમાં થાકી ગયેલા ક્ષુધા યુક્ત તથા ગ્લાનિ પામેલા તમારો શ્રમ કોણ નિવારણ કરશે? અને જ્યારે તમે પાપ-રૂપ કળિયુગથી મુક્ત થશો ત્યારે પાછા સારી બુદ્ધિ તથા ધનને પામી મારૂં સ્મરણ કરી કેમ જીવી શકશો? એમ પોકારતિ સર્પે ગળવા માંડેલી દમયંતીનો શબ્દ સાંભળી તે ઘાટાવનમાં મૃગ વાસ્તે ફરતો કોઈ પારાધિ વેગથી તેની પાસે આવ્યો ત્યાં સર્પે ગળેલી તેને જોઈ ઉતાવળથી તેણે પોતાના તીક્ષ્ણ શસ્ત્રે કરી સર્પને ચીરી તેને મુકાવી જળથી ધોઈ કાંઈ આ-હાર કરાવી આશાવાસના કરતાં પુછયું કે, હે સ્ત્રી તું કેની પુત્રી ને કેની સ્ત્રી છે? ને કેમ આ વનમાં આવીછે? અને આવા કષ્ટને કેમ પ્રાપ્ત થઈ? એવાં તે પારાધિનાં વચન સાંભળી દમયંતીએ પોતાનું સર્વ વૃત્તાંત યથાર્થ કહ્યું. પછી અધું વસ્ત્ર પેહેરેલી તે દમયંતીને જોઈ પારાધિ કામ વશ થયો. તેને જોઈ અત્યંત ક્રોધ પામેલી પતિવ્રતા દમયંતી અગ્નિની પેઠે જ્વળાયમાન થઈ. તેને જોઈ પાપ બુદ્ધિ-વાળા પારાધિએ પણ મનથી વિચાર કર્યો કે, અગ્નિની શિખાની પેઠે આ સ્પર્શ કરી શકાય તેવી નથી. તે સ-

ભય પતિવ્રતા દમયંતીએ તેને શાપ આપ્યો કે, મારા પ્રાણ-નાથ નળ વગર મને કરીને પણ બીજાને ચિન્તવન ન કરતી હઊં તો આ તુચ્છ પારાધિ પ્રાણ રહિત થઈને પડો. એવા તેના શાપથી તે, પૃથ્વીને વિષે પ્રાણ રહિત થઈ પડયો.

પછી પતિવ્રતા દમયંતી તેનો નાશ કરીને ભયંકર વનમાં આગલ ચાલવા લાગી ત્યાં તેણે અનેક પર્વત, નદીયો, ગુફાઓ વગેરે વિચિત્ર દેખાવ જોયા. પછી પતિના વિયોગથી દુઃખિત થયેલી પતિવ્રતા દમયંતી એક શિલા ઉપર બેસી વિલાપ કરવા લાગી કે, હે પ્રાણનાથ નળ! તમો આ વનમાં મારો ત્યાગ કરી ક્યાં ગયા છો? આ શીકારી પશુઓથી હું ભય પામું છું; તોપણ તમે મારી રક્ષા કેમ કરતા નથી?

એવી રીતે ગાંડીની પેઠે વનમાં પર્વત તથા સિંહાદિકને પણ નળના સમાચાર જાણે પુછતી હોયની! તેમ વિલાપ કરતી આગળ ચાલવા લાગી. તે ત્રણ દિવસે તપસ્વિ પુરૂ-ષોના વન પ્રત્યે પહોંચી. ત્યાં વસિષ્ટ આદિક મુનિયોએ "અહીં તમે ભલે આવ્યાં" એમ કહી તેનો સત્કાર કર્યો. ત્યારે તેને કંઈક ધીરજ થઈ; ને તેઓને નમસ્કાર કર્યો. ત્યારે તેઓએ પુછયું કે, તું કોણ છે? અને તારૂં શું પ્રિય કરીએ? તું કંઈ પણ શોક કર માં. દમયંતીએ કહ્યું કે, મારૂં વૃત્તાંત સાંભળો. હે રૂષિઓ, હું વિદર્ભ દે-શના રાજા ભીમની પુત્રી તથા ધર્માત્મા નળરાજાની દમ-યંતી નામની સ્ત્રી છું. અધર્મી દ્યૂત રમનાર પુષ્કરે બોલાવી દ્યૂત રમાડી તેનું સર્વ દ્રવ્ય તથા રાજ્ય હરણ કરી લીધું; તેથી અમે બંને એક વસ્ત્ર પેહેરી વનમાં ગયાં; ત્યાં શ્રમથી

સૂતેલી મને ઘોર વનમાં છોડી દઈ અતિ દુઃખિત થયેલા મારા પ્રાણનાથ ક્યાંય પણ ગયા તેનો શોધ કરવા સારૂ અનાથની પેઠે આ વનમાં ફરૂંછું. માટે મને મારો પતિ પ્રાપ્ત થશે? હે રૂષિઓ! જો થોડા દિવસમાં હવે મને મારા પ્રાણનાથ નહીં મળે તો મોક્ષ દેનાર સાધને કરી હું મારા દેહનો ત્યાગ કરીશ. કારણ પતિ વગર જીવવાથી મને શું ફળ છે?

એવાં તેનાં કરૂણાવાળાં વચન સાંભળી રૂષિયોએ કહ્યું કે, હે કલ્યાણિ! થોડા દિવસમાં તું તારા પતિને જોઈશ. એમ કહી તેઓ આશ્રમ સહિત અંતર્ધ્યાન થયા. તે જોઈ વિસ્મય પામેલી દમયંતી વિચાર કરવા લાગી કે, અરે! આ શું મને કાંઈ સ્વપ્ન થયું? એમ કહી તે વન વિષે આગલ જઈને રૂદન કરવા લાગી. ત્યાં ઘણા હાથી, ઘોડા તથા મનુષ્યના સંગને જોઈ તેની પાસે ગઈ. ત્યારે તેઓ, ગાંડી સરખી અર્ધું વસ્ત્ર પેહેરેલી શરીરમાં દુર્બળ થયેલી તેને જોઈને પુછવા લાગ્યા કે, હે કલ્યાણિ! તું કોણ? કોની પુત્રી તથા સ્ત્રી છે? ને આ વનમાં કોને ગોતેછે? ત્યારે દમયંતી બોલી કે, હું ભીમરાજાની પુત્રી અને નળની સ્ત્રી છું, ને પતિનો શોધ કરૂંછું. ને જો તમે તેને જોયા હોય તો કહો. ત્યારે તેમણે કહ્યું કે, હે કલ્યાણિ! આ વનમાં તારા સિવાય કોઈ બીજા મનુષ્યને જોયો નથી. ત્યારે દમયંતીએ તે સંગના મુખીને પુછ્યું કે, આ સંગ ક્યાં જશે? તેણે કહ્યું કે, આ સંગ ચેદી દેશના રાજા સુબાહુના દેશ પ્રત્યે જશે.

એવાં તેનાં વચન સાંભળી દમયંતી સંગની સાથે ચા-લવા લાગી. પછી તે સંગે ઘણે દિવસે વનમાં આવેલા વૃક્ષથી વિંટાયેલ મોટાં તળાવને જોઈ તેને કિનારે મુખીની આજ્ઞા લઈ પડાવ નાખ્યો. પછી થાકી ગયેલો સંગ જ્યારે નિદ્રાવશ થયો ત્યારે મધ્ય રાત્રિ વખતે અંધારામાં હાથિયોનું ટોળું તેમાં પાણી પીવા આવ્યું, તેથી ગભરાઈ તેઓ મોહોટો પોકાર કરવા લાગ્યા. તે સાંભળી ભય પામેલી દમયંતી ગભરાઈ ઉઠી. તે સમય સંગના પુરૂષો પરસ્પર કેહેવા લાગ્યા કે, જે ઉન્મત્ત સરખા દેખાવવાળી સ્ત્રી આપણા સાથમાં આવીછે તેણે આ ભયંકર માયા કરી; માટે તે રાક્ષસી વા પિશાચણિ છે, ને જરૂર આ પાપ કર્મ તેનુંજ છે તેમાં સંશય નથી. માટે જો આપણે તેને નજરે જોઈએ તો મારીયે.

એવાં તેમનાં વચન સાંભળી ભય પામેલી દમયંતી વનમાં ભાગી જઈ અનેક પ્રકારના વિલાપ કરતાં ચાલતી ચાલતી સાંજની વખતે ચેદી દેશના રાજા સુબાહુના શેહેરની નજીક આવી ને તેમાં તેણે પ્રવેશ કર્યો. ત્યારે તેને જોઈ શેહેરનાં બાળકો આશ્ચર્ય પામી તેની વાંસે જવા લાગ્યાં. પછી તે સુબાહુ રાજાના મેહેલ નજીક આવી, ત્યારે તેમાં બેઠેલી તે રાજાની માતાએ તેને જોઈ દાસીને કહ્યું કે, તું આ સ્ત્રી ચાલી આવેછે તેની પાસે જઈ તેને અહીં બોલાવી લાવ. કેમકે તે ઘણી દુઃખિત થયેલી ને શરણે થવાની ઇચ્છાવાળી દેખાયછે. ત્યારે તે દાસી તેની પાસે જઈ તે બાળકોને દૂર કરી તેને મેહેલમાં લઈ

જઈ જમીન ઉપર બેસાડી પુછવા લાગી કે, તું કોણ! ને કેનો પુત્રી છે? તે મને કેહે. ત્યારે દમયંતી બોલી કે, હું પોતાના પતિમાં પ્રીતિ રાખનાર, કંદ મૂળ ખાનાર તથા ફરતાં ફરતાં જ્યાં સાયંકાળ થાય ત્યાં નિવાસ કરનાર, છાયાની પેઠે પતિની પાછળ ગતિ કરનાર છું. પણ મારા પતિને દૈવયોગથી અધર્મ રૂપી દ્યૂત રમવાનો પ્રસંગ આવ્યો, તેથી તે સર્વસ્વ હારી જઈને વનમાં જવા તૈયાર થયા, તે વખતે એક વસ્ત્ર પેહેરેલા વનમાં જતા તેને જોઈને તેની આશ્વાસના કરતાં હું પણ તેની પાછળ ગઈ. પછી કોઈ દિવસે મારા પતિએ પેહેરેલું એક વસ્ત્ર પણ કોઈ કારણથી જતું રહ્યું; પછી મારૂં અર્ધું વસ્ત્ર પેહેરેલા તેણે, નિદ્રાવશ થયેલી મને જોઈ વસ્ત્ર કાપીને વગર અપરાધે મારો ત્યાગ કર્યોછે. માટે તેનો શોધ કરતી દિવસ રાત્રિ ફરૂંછું; પણ મારા પ્રાણપતિ ક્યાં છે તે જાણતો નથી. એમ કહી ઘણું રૂદન કરવા લાગી. પછી સુબાહુ રાજાની માતા તેને કેહેવા લાગી કે, મને તારો ઉપર દયા આવેછે માટે તું મારી પાસે રેહે, ને મારા ચાકરો તારા પતિનો શોધ કરશે; અથવા તારો પતિ ફરતો ફરતો અહીં આવશે. માટે તું અહીં રહેશે તો તારા પતિને પામશે.

ત્યારે દમયંતીએ કહ્યું કે, હું તમારી પાસે ઠરાવ કરીને રહીશ; તે એ કે, હું ક્યારેય કોઇનું ઉચ્છિષ્ઠ ખાઈશ નહીં, પગે ચાલી ક્યાંય જઈશ નહીં, કોઈ પુરૂષ સાથે ભાષણ કરીશ નહીં, તથા કોઈ પુરૂષ મારે વિષે પાપ બુદ્ધિ કરે તો તેનો તમારે નાશ કરવો. કારણ તેવા અધર્મી

પુરૂષની સામે જોવું પણ નહીં એવું મારૂં વ્રત છે. પણ મારા પતિની શોધ મેળવવા સારૂ કેવળ બ્રાહ્મણોને દૃષ્ટિથી જોઇશ. એ પ્રમાણે જો તમારાથી બની શકે તો હું રહું; નહીંતર મને રેહેવાની ઇચ્છા નથી. ત્યારે સુબાહુ રાજાની માતા બોલી કે, આ તારૂં વ્રત શ્રેષ્ઠ છે માટે હું તારા કેહેવા પ્રમાણે બંદોબસ્ત કરીશ. એમ કહી તેણે પોતાની સુનંદા નામની પુત્રીને કહ્યું કે, આ દેવતા સરખી સ્ત્રી તારી સખી થશે, માટે તું એની સાથે રહી હર્ષ પામ. એવાં માતાનાં વચન સાંભળી સુનંદા, દમયંતીને પોતાની સાથે લઇ જઈ સખિયો સહિત પોતાના રેહેવાના સ્થાન પ્રત્યે આવી.

હવે દમયંતીનો ત્યાગ કરી નળ વનમાં ગયો, ત્યાં તેણે બળતા દાવાનળમાં કર્કોટક નામના નાગને જોયો. તે વખતે તે નાગે હાથ જોડી તેને કહ્યું કે, હું કર્કોટક નામે નાગ છું. મેં નારદજીને છળ કર્યો, તેથી તેણે કોપ પામી મને શાપ આપ્યો કે, તું જ્યાં સુધી અહીં નળ આવશે ત્યાં સુધી વૃક્ષની પેઠે સ્થિર થઇને રહીશ; ને જ્યારે તે અહીંથી તને ઉપાડી બીજે સ્થાને લઈ જશે ત્યારે તું મારા શાપથી મુકાઇશ. માટે હું એક પગલું પણ ચાલવા સમર્થ નથી, વાસ્તે તું અગ્નિથી મારી રક્ષા કર; અને હું તને તારૂં શ્રેય થશે એવો ઉપદેશ કરેશ, તથા તારો સખા થઇશ. ત્યારે નળે તેને અગ્નિથી મુક્ત કર્યો. પછી કર્કોટક નાગે તેના શરીરમાં રહેલા કળિને દૂર થવા સારૂ તેને દંશ કર્યો. તેથી તેનું સ્વરૂપ વિરૂપ થયું. ત્યારે નાગે તેને કહ્યું કે, હવે તને કોઈ ઓળખશે નહીં; અને કોઇ પ્રાણીથી

તને ભય પણ થશે નહીં. હવે તું અયોધ્યા નગરી પ્રત્યે રૂતુપર્ણ રાજા પાસે જા; ને હું બાહુક નામનો સારથિ છું એમ કેહેજે. ને તેને અશ્વવિદ્યા શીખવજે, ને તે તારો મિત્ર થશે, ત્યારે તું દુઃખથી મુકાઈ સ્ત્રી, સંતાન તથા રાજ્યને પામીશ. અને આ વસ્ત્ર આપુંછું તે ધારણ કરવાથી તારા સ્વરૂપને પ્રાપ્ત થઈશ. એમ કહી તે અંતરધ્યાન થઈ ગયો.

ત્યાર પછી નળ રાજા અયોધ્યાપુરીમાં રૂતુપર્ણ રાજા પાસે આવી કેહેવા લાગ્યો કે, હું બાહુક નામે સારથિ છું તથા બીજી પણ કળામાં કુશળ છું. માટે મારૂં ભરણપોષણ કરો. ત્યારે રૂતુપર્ણે કહ્યું કે, મારા રથના ઘોડા જલદી ચાલે એવો ઉપાય કર; હું તને સારો પગાર આપીશ. આ મારા સારથિ વાર્ષ્ણેય તથા જીવલ છે તે તારા હાથ નીચે રેહેશે; માટે મારે ત્યાં રહે. એ પ્રમાણે માન પામેલો નળ ત્યાં તે બંને સારથિ સાથે રહ્યો. પછી નિત્ય સાયંકાળે તે એક શ્લોક બોલતો હતો; તે આવી રીતે કે, અરે! ક્ષુધા તથા તૃષાએ કરી પીડા પામેલી તે સ્ત્રી થાકી જઈને પોતાના મંદ પતિને યાદ કરી કયાં સુતી હશે? તે સાંભળી જીવલે તેને પુછયું કે, હે બાહુક તું જેનો શોક કરેછે તે કોણ? અને કોની સ્ત્રી છે? બાહુકે કહ્યું કે, કોઇ મંદ બુદ્ધિવાળા પુરૂષની ઘણી માનીતી સ્ત્રી છે, જેનો કોઈ કારણસર તેણે ત્યાગ કર્યોછે. તેથી દુઃખિત થયેલો તે, સર્વ ઠેકાણે પોતાની મરજી પ્રમાણે ફરેછે. હે જીવલ! તે પુરૂષ પ્રથમ કોઈ ઠેકાણે રહી સર્વ પૃથ્વીનું રાજ્ય કરતો

હતો, ને હાલ ખરાબ હાલતમાં રહી પોતાની સ્ત્રીને યાદ કરી દુઃખ પામેછે. એમ તેને કહી દમયંતીનું સ્મરણ કરતાં પોતાની કોઈને ઓળખાણ ન પડે તે રીતે ત્યાં રહ્યો.

હવે નળ તથા તેની સ્ત્રી દમયંતી, રાજાઓને ત્યાં ચાકરી રહ્યાં. ત્યાર પછી ભીમરાજાએ બ્રાહ્મણોને બોલાવીને કહ્યું કે, હે બ્રાહ્મણો! તમે નળરાજા તથા મારી પુત્રી દમયંતીની શોધ કરો, અને જે તેઓની શોધ કરીને અહીં લઈ આવશે અથવા કેવળ તેમની ખબર લાવશે તેમને તેઓના કુટુંબનું પોષણ થાય તેવી રીતે બંદોબસ્ત કરી આપીશ.

એવાં ભીમરાજાનાં વચન સાંભળી હર્ષ પામેલા બ્રાહ્મણો તે બંનેનો શોધ કરવા સારૂ જુદી જુદી દિશાઓ પ્રત્યે ગયા. તેઓમાંથી એક સુદેવ નામનો બ્રાહ્મણ તેમની શોધ કરતો કરતો ચેદી દેશના રાજા સુબાહુની પુરીમાં જઈ તેના ઘર પ્રત્યે ગયો ત્યાં તેણે અત્યંત મલીન તથા સુકાઈ ગયેલ શરીરવાળી, સુનંદા પાસે બેઠેલી સુંદર સ્ત્રીને જોઈને તેના શરીરના ચિન્હથી "આજ દમયંતી છે" એમ નિશ્ચય કરી તેની પાસે જઈ કેહેવા લાગ્યો કે, હે ભીમરાજાની પુત્રિ! હું તારા ભાઈનો પ્રિય સખા સુદેવ નામે બ્રાહ્મણ છું, ને તારા પિતા ભીમરાજાની આજ્ઞાથી તારી શોધ કરતો અહીં આવ્યોછું. હે દમયંતી! તારાં માતા પિતા, ભાઈયો તથા બે સંતાનો કુશળ છે. અને તારે લીધે તારાં સર્વ સંબંધિયો અત્યંત ચિન્તાતુર થઈ રહ્યાંછે; ને તારી શોધ કરવા સારૂ સેંકડો બ્રાહ્મણ તારા

પિતાની આજ્ઞાથી ચોતરફ ફરેછે. એવાં તેનાં વાક્ય સાંભળી પછી દમયંતી, તે સુદેવ બ્રાહ્મણને ઓળખી ક્રમથી પોતાના સર્વ સંબંધિયોના કુશળ સમાચાર પુછી અત્યંત રૂદન કરવા લાગી. તે વખત સુનંદા તેને જોઈ મનમાં શોક પામી પોતાની માતા પાસે જઈ કેહેવા લાગી કે, હે માતા! સૈરંધ્રી બ્રાહ્મણની પાસે બેસી ઘણું રૂદન કરેછે. માટે તમે તેની પાસે જઈ તેનું કારણ પુછો.

એવાં સુનંદાનાં વચન સાંભળી તેની માતા, જ્યાં દમયંતી તથા સુદેવ બ્રાહ્મણ બેઠાં હતાં ત્યાં જઈ તે બ્રાહ્મણને પોતાની પાસે બોલાવી પુછવા લાગી કે, હે બ્રાહ્મણ! આ સૈરંધ્રી કોની પુત્રી તથા કોની સ્ત્રી છે? ને પોતાનાં સંબંધિયો તથા પતિથી કેમ વિયોગ પામીછે? તથા તેં એને કેમ ઓળખી? તે સર્વ હું તારાથી જાણવા ઈચ્છુંછું; માટે તું યથાર્થ કેહે. ત્યારે તે બ્રાહ્મણ કેહેવા લાગ્યો કે, વિદર્ભ દેશના રાજા ભીમની આ દમયંતી નામની પુત્રી, અને વીરસેન રાજાના પુત્ર નળની સ્ત્રી છે. તે નળરાજા પોતાના ભાઈ પુષ્કરની સાથે દ્યૂત રમવાથી સર્વસ્વ હારી જઈને પોતાની સ્ત્રી સહિત વનમાં ગયો. તે વનમાં ક્યાં રહ્યાં એવી ખબર ન હોવાથી અમો ભીમરાજાની આજ્ઞાથી તેમની શોધ કરવા સારૂ પૃથ્વી વિષે ફરીયે છીએ. તેમાં મેં આ તમારા ઘર વિષે દમયંતીને જોઈ. તેના લલાટમાં રહેલો મેલથી ઢંકાઈ ગયેલ લાલ મસ જોઈ બરાબર ઓળખી.

એવાં તેનાં વચન સાંભળી સુનંદા તેના લલાટમાં મેલથી ઢંકાઈ ગયેલા મસને ધોવા લાગી. પછી સુબાહુ રાજાની માતા

તથા સુનંદા રૂદન કરતાં દમયંતીને મળીને બે ઘડી સુધી કાંઈ-પણ બોલી શકીયો નહીં. પછી સુબાહુની માતા પોતાનાં નેત્રનાં અશ્રુ લુઈ દમયંતીને કેહેવા લાગી કે, તું મારી બેનની પુત્રી છે, જેને આ મસે ઓળખાવી. હું તથા તારી માતા અમે બેઉ દશાર્ણ દેશના સુદામા રાજાની પુત્રીયો છઈએ. તેમાં અમારા પિતાએ તારી માતાનો વિવાહ ભીમરાજા સાથે તથા મારો વિવાહ વીરબાહુ રાજાની સાથે કર્યોછે, ને તારો જન્મ દશાર્ણ દેશમાં મારા પિતાને ત્યાં થયો, એ હું જાણુંછું. માટે તને જેવું તારા પિતાનું ઘર છે તેવુજ મારૂં છે.

એવાં તેના વચન સાંભળી પ્રસન્ન થયેલી દમયંતી તેને નમસ્કાર કરી બોલી કે, તમે મને ઓળખતાં નહો હતાં તોપણ મારી સારી રીતે રક્ષા કરી, માટે હવે મને જવાની રજા આપવા લાયક છો. કેમકે મારાં બે બાળકો મારા પિતાને ત્યાં મોકલ્યાંછે તે અવસ્થાએ નાનાં તથા માતા પિતા વગરનાં છે; માટે કોણ જાણે કેવી રીતે શોચ કરતાં હશે; વાસ્તે તમે જો મારૂં પ્રિય ઈચ્છતાં હો તો મને વિદર્ભ દેશ પ્રત્યે જવાની રજા આપો. ત્યારે તેની માસીએ "ઘણું સારૂં" એમ કહી પોતાના પુત્રનો મત લઈ, દમયંતીને પાલખીમાં બેસાડી સાથે કેટલીક સેના તથા ખાનપાનનો બંદોબસ્ત કરી વિદર્ભ દેશ પ્રત્યે રવાના કરી. પછી થોડે દિવસે તે વિદર્ભ દેશ પ્રત્યે આવી, ત્યારે હર્ષ પામેલા તેના બંધુજનોએ ઘણો સત્કાર કર્યો. પછી સર્વ સંબંધિયોને જોઈ હર્ષ પામેલી દમયંતીએ તે બ્રાહ્મણ તથા દેવતાઓનું વિધિથી પૂજન કર્યું. તે વખતે પ્રસન્ન થયેલા ભીમરાજાએ

સુદેવ બ્રાહ્મણને એક હજાર ગાય, ગામ તથા કેટલુંક દ્રવ્ય આપ્યું. પછી કોઈ વખતે દમયંતીએ પોતાની માતાને કહ્યું કે, તું જો મારાં જીવિતની ઇચ્છા કરતી હોય તો તારા જમાઇ નળની શોધ કરાવી અહીં લઈ આવવાનો ઉપાય કર.

એવાં પુત્રીનાં વચન સાંભળી પોતાના પતિ ભીમરાજા પાસે જઈ કેહેવા લાગી કે, તમારી પુત્રી દમયંની પોતાના પતિનો શોચ કરેછે, માટે તેનો શોધ કરવા સારૂ દૂત મોકલો. એવાં તેનાં વચન સાંભલી ભીમરાજાએ બ્રાહ્મણોને બોલાવી નળની શોધ કરવા સારૂ સર્વ દિશાઓ તરફ જવા કહ્યું. તે વખુતે પતિવ્રતા દમયંની તેઓને કેહેવા લાગી કે, હે બ્રાહ્મણો! તમો જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં કેહેવું કે, હે કપટો! વનમાં અર્ધું વસ્ત્ર કાપી સુતેલી પ્રિય સ્ત્રીનો ત્યાગ કરી ગયા તે તમોને ઘટે નહીં; કેમકે પતિએ પોતાની સ્ત્રીનું ભરણપોષણ તથા રક્ષા કરવી જોઈએ. તે સાંભળી બ્રાહ્મણો સર્વ દિશાઓ પ્રત્યે ચાલતા થયા. ત્યાર પછી ગયેલા બ્રાહ્મણોમાંથો પર્ણાદ નામનો વૃદ્ધ બ્રાહ્મણ દમયંતી પાસે આવી બોલ્યો કે, નળરાજાની શોધ કરતાં મેં અયોધ્યાપુરીમાં રૂતુપર્ણ રાજા પાસે જઈ મનુષ્યના સમુદાયમાં તારાં કહેલાં વાક્ય કહ્યાં; પણ તેઓમાંથી કોઈએ ઉત્તર આપ્યો નહીં. ત્યારે હું બીજે ઠેકાણે જવા તૈયાર થયો, તે વખતે તે રાજાનો કોઈ ટુંકા હાથવાળો, રથ ચલાવવામાં ચતુર, બાહુક નામનો સારથિ મારી પાસે એકાંન્તમાં આવી મોહોટો નિ:શ્વાસ મુકી ઘણું રૂદન કરી મને કુશળતા પુછીને કેહેવા લાગ્યો કે, જે કુલીન સ્ત્રી અ-

વળી હાલતમાં આવી હોય તોપણ પોતાનું શિયળ સાંચવી આત્માની રક્ષા કરેછે; તે સ્વર્ગને પામેછે. પોતાના નિર્વાહ વાસ્તે પક્ષિયોને પકડવા ગયો ત્યાં જેનાં વસ્ત્ર હરણ થયેલાં એવો પોતાનો પતિ જ્યારે પાછો આવે ત્યારે તેની ઉપર ક્રોધ કરવા લાયક નથી. એવાં તે પુરૂષનાં વચન સાંભળી હું જલદી તારી પાસે આવ્યોછું; માટે તું તારાં માતાપિતાને નિવેદન કર. ત્યારે દમયંની એકાન્તમાં પોતાની માતા પાસે આવી કેહેવા લાગી કે, હે માતા! પર્ણાદ નામનો બ્રાહ્મણ નળ રાજાની શોધ કરી લાવ્યોછે, માટે જો તું મારૂં પ્રિય ઇચ્છતિ હોય તો સુદેવ બ્રાહ્મણને મારા પિતા ન જાણે તેમ અહીં બોલાવી નળને લાવવા સારૂ અયોધ્યા પુરી પ્રત્યે જલદી મોકલ. એમ પોતાની માતાને કહી પર્ણાદ નામના બ્રાહ્મણને ઘણું દ્રવ્ય આપી સત્કાર કરી કહ્યું કે, હે પર્ણાદ! નળ અહીં આવશે ત્યારે વળી હું તને બીજું ઘણું દ્રવ્ય આપીશ. પછી પર્ણાદ તેને આશિર્વાદ આપી પોતાના ઘર પ્રત્યે ગયો. પછી દમયંતીએ પોતાની માતાની સમક્ષ સુદેવ બ્રાહ્મણને બોલાવીને કહ્યું કે, હે સુદેવ! તારે અયોધ્યા પુરીના રૂતુપર્ણ રાજા પાસે જઇને કેહેવું કે, ભીમરાજાની પુત્રી દમયંતીનો ફરીથી સ્વયંવર આવતી કાલે થવાનો છે, તેમાં રાજાઓ તથા રાજપુત્રો જાયછે. વાસ્તે જો તમારી મરજી હોય તો જલદી જાઓ.

એવું દમયંતીનું કેહેવું સાંભળી સુદેવ બ્રાહ્મણે તેજ પ્રમાણે રૂતુપર્ણ રાજા પાસે જઈ કહ્યું. તે સાંભળી રૂતુપર્ણ રાજાએ પોતાના બાહુક સારથિને કહ્યું કે, હે અશ્વ-

વિદ્યા જાણનાર બાહુક! હું દમયંતીના સ્વયંવરમાં વિદર્ભ દેશ પ્રત્યે એક દિવસે કરી જવાની મરજી રાખુંછું. ત્યારે બાહુક દુઃખથી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, અરે! દુઃખે કરી મોહિત થયેલી દમયંતી આવી રીતે ફરીથી પોતાનો સ્વયંવર કરતી હશે! અથવા તેણે મારે વાસ્તે તો આ ઉપાય ચિન્તન કર્યો નહીં હોય! તે જેમ હોય તેમ હો, પણ ત્યાં જવાથી તેનો નિશ્ચય જાણવામાં આવશે. માટે રૂતુપર્ણ રાજા વાસ્તે અથવા મારો મતલબ વાસ્તે ત્યાં અવશ્ય જવું તો ખરૂં. એવો નિશ્ચય કરી હાથ જોડી રૂતુપર્ણ રાજાને કેહેવા લાગ્યો કે, હું તમારા કેહેવા મુજબ એક દિવસમાં તમને વિદર્ભ દેશ પ્રત્યે પહોંચાડીશ. એમ કહી અશ્વશાળામાં જઈ શુભ લક્ષણવાળા, સિંધુ દેશમાં ઉત્પન્ન થયેલા, વાયુ સરખા વેગવાળા ઉત્તમ અશ્વ શોધી લાવી રાજાને કહ્યું કે, આ અશ્વ આપણને એક દિવસમાં વિદર્ભ દેશ પ્રત્યે પહોંચાડશે. ત્યારે રૂતુપર્ણે કહ્યું કે, અશ્વનું બળાબળ જાણવામાં તું કુશળ છે; માટે જે અશ્વ તુંને ભાસે તે રથમાં જોડ. ત્યારે બાહુકે મોટા વેગવાળા અશ્વ જોડયા; તે સમય રૂતુપર્ણ રાજા તેમાં બેઠો. ત્યારે બાહુક હાથમાં લગામ લઇ ઉતાવળથી ચલાવવા લાગ્યો. ત્યારે તે અશ્વ જાણે આકાશ માર્ગે ઉડતા હોયની! તેમ ચાલવા લાગ્યા. તે સમય બાહુકનીસારથિપણામાં ચતુરાઈ જોઈ રૂતુપર્ણ રાજા ઘણો હર્ષિત થયો.

એવી રીતે વેગથી રથ ચાલતો હતો તે સમય રૂતુપર્ણ રાજા પૃથ્વી ઉપર પડી ગએલા પોતાના ખભે નાખ-

વાનાં વસ્ત્રને જોઈ બાહુકને કેહેવા લાગ્યો કે, હે બાહુક! જ્યાં સુધી વાર્ષ્ણેય વસ્ત્રને ઉપાડી લાવે ત્યાં સુધી અશ્વને ઉભા રાખ. ત્યારે બાહુકે કહ્યું કે, તે વસ્ત્રથી દૂર રથ એક યોજન ચાલી આવ્યોછે, માટે તે હવે લેવાય તેમ નથી. ત્યાર પછી રૂતુપર્ણ રાજા કોઈ બેડાંના વૃક્ષને જોઈ બાહુકને કેહેવા લાગ્યો કે, મેં તારી રથ ચલાવવાની ચતુરાઈ જોઇ, પણ હવે મારી વૃક્ષનાં પાંદડાં ગણવાની જો. હે બાહુક! આ બેડાંના વૃક્ષમાં જે કંઈ પાન તથા ફૂળો છે અને ખરી પહેલાં પાંદડાં છે તેઓની સંખ્યા કહું તે સાંભળ. ખરી પહેલાં પાન એકસો ને એક તથા ફૂળ એકજ છે, ને એ વૃક્ષની બે શાખાઓમાં પાંચ ક્રોડ પાન તથા બે હજાર પંચાણું ફૂળ છે; માટે તે તું ચોકસ કર. ત્યારે રથ ઉભો રાખી બાહુકે કહ્યું કે તે વૃક્ષને કાપી તેનાં પાન તથા ફૂળોને હું ગણીશ, ત્યારે તમારી ગણના ખરી છે કે નહીં તે જણાશે. માટે બે ઘડી માત્ર ઘોડાની લગામ વાર્ષ્ણેય ધરો. ત્યારે રૂતુપર્ણે કહ્યું કે, હમણાં તેઓની સંખ્યા થાય તેટલો અવકાશ નથી. ત્યારે બાહુકે કહ્યું કે, તમે એક મુહૂર્ત માત્ર સબુર કરો; ને ઉતાવળ હોય તો આ રસ્તો ઘણો સારો છે; માટે વાર્ષ્ણેય સારથિ પાસે રથ હંકાવીને જાઓ. ત્યારે રૂતુપર્ણે તેને સાંત્વના કરતાં કહ્યું કે, પૃથ્વી વિષે તારા સરખો કોઈ રથ ચલાવવામાં હુશિયાર નથી; વાસ્તે હું તારી ઉપર ભરોસો રાખીને વિદર્ભ દેશ પ્રત્યે જવા નીકળ્યો છું. વાંસ્તે આ ટાણે જવામાં તું વિઘ્ન કરવા લાયક નથી. ત્યારે બાહુકે કહ્યું કે, હું આ વૃક્ષનાં પાન તથા ફૂળોની ગણત્રી કર્યા પછી

જવા મરજી રાખું છું. ત્યારે રૂતુપર્ણે કહ્યું કે, હું તને પાન તથા ફળોની ગણત્રી કરવાને આજ્ઞા આપુંછું. ત્યારે બાહુક રથમાંથી ઉતરી વૃક્ષને કાપી તેની શાખાનાં પાન તથા ફળોને ગણવા લાગ્યો. ત્યારે તેના કેહેવા મુજબ હોવાથી વિસ્મય પામીને કેહેવા લાગ્યો કે, હે રાજા મેં તમારી ગણના કરવાની વિદ્યા જોઇ, માટે વે વિદ્યા મને શીખવો અને મારાથી અશ્વવિદ્યા તમે ગ્રહણ કરો. ત્યારે રૂતુપર્ણે તેને ગણનાની તથા બીજી પણ પાસાની વિદ્યા શીખવી; ને કહ્યું કે, તારી પાસેથી અશ્વવિદ્યા જરૂર પડે શીખીશ. પછી પાસાની વિદ્યા શીખ્યો એટલે તેના શરીરમાં રહેલો કળિ ઝેર એકિતો બહાર નિકળ્યો. તેને બાહુક કોપથી શાપ આપવા તૈયાર થયો એટલે ભયથી કંપાયમાન થયેલો કળિ, તેને હાથ જોડી કેહેવા લાગ્યો કે, હે મહારાજ! મારા ઉપર કોપ કરો મા. હું તમારી શરણે આવ્યો છું; ને તમારી જગતમાં કીર્તિ વધે એવાં વચન કહું તે સાંભળો. જે મનુષ્યો જગતમાં સાવધાન થઈ તમારૂં કીર્ત્તન કરશે તેને મારો ભય નહીં થાય.

એવાં કળિનાં વચન સાંભળી તેણે ક્રોધ છોડી દીધો, એટલે કળિ પોતાને સ્થાને ગયો. ને બાહુક રથ ચલાવતો રૂતુપર્ણ રાજા સહિત સાંજની વખતે ભીમ રાજાના કુંડિનપુર પ્રત્યે આવી પહોંચ્યો. તે વખતે શેહેરનાં માણસોએ રૂતુપર્ણ રાજાના આવવાની ખબર ભીમરાજાને આપી. તેટલામાં રથના પાઠાનો મેઘ સરખો અવાજ સાંભળી દમયંતીએ મનથી વિચાર્યું જે, આવો

અવાજ નળના હાંકવા વગર થાય નહીં; એમ જાણી તેને જોવાની ઈચ્છાથી પોતાની મેડી ઉપર ચડી. ત્યારે તેણે મેહેલના આંગણા પ્રત્યે રથમાં બેઠેલા વાર્ષ્ણેય તથા બાહુક સારથિ સહિત રૂતુપર્ણ રાજાને જોયા. પછી તે બંને સારથિએ રથમાંથી નીચે ઉતરી અશ્વો છોડી રથ ઉભો રાખ્યો. ત્યારે રૂતુપર્ણ રાજા રથમાંથી ઉતરી ભીમરાજા પાસે ગયો. તે સમય તેણે તેનો સત્કાર કર્યો; ને કહ્યું કે, આપ શા કારણ માટે પધાર્યા છો? ત્યારે વિસ્મય પામી રૂતુપર્ણ રાજાએ મન સાથે વિચાર કર્યો જે, સ્વયંવર સંબંધિ તો અહીં કાંઈજ જણાતું નથી; તેમ ભીમરાજાને પણ કાંઈ ખબર નથી. એમ જાણી કહ્યું જે, આપને નમસ્કાર કરવા સારૂ આવ્યો છું. પણ ભીમ રાજાએ મનથી વિચાર્યું જે, આ રાજા આટલે દૂરથી આવ્યો છે તેનું કાંઈ પણ કારણ હોવું જોઈએ; તે પ્રભાતના ખબર પડશે; એમ વિચારી તેને સારો ઉતારો આપ્યો. ત્યાર પછી દમયંતી, રૂતુપર્ણ રાજા વાર્ષ્ણેય સારથિ તથા બાહુકને જોઈને પોતાની દાસીને કેહેવા લાગી કે. હે દાસિ! રથ ઉપર સારથિની જગોએ બેઠેલો વિકૃતરૂપ તથા ટુંકા હાથવાળો રથ હાંકનાર કોણ પુરૂષ છે, તેની ખબર કાઢ. ને તેને "તમે કોણ ને શા કારણસર આવ્યા છો?" એમ પુછ. કારણ મને એ નળ રાજા હશે એમ શંકા થાય છે. એમ કહીને દમયંતી, પાછી તે શું જવાબ લાવે છે તેની વાટ જોતી બેઠી. પછી કેશિની બાહુક પાસે જઈને કેહેવા લાગી કે, દમયંતીના કેહેવરાવેલાં વાકય હું કહું તે સાંભળ. તમે ત્રણ જણ તમારા નિવાસસ્થાનથી ક્યારે રવાને થયા, ને અહીં

શા માટે આવ્યા છો? તે યથાર્થ કહો. ત્યારે બાહુક બોલ્યો કે, રૂતુપર્ણ રાજા બ્રાહ્મણથી દમયંતીનો સ્વયંવર બીજી વખત આવતી કાલે થશે એમ સાંભળીને અશ્વ ચલાવવામાં કુશળ એવા મને સારથિ કરી અહીં આવ્યા છે. ત્યારે કેશિનિએ પુછયું જે, તમારી સાથે ત્રીજો પુરૂષ કોણ છે? ને તું કોણ છે? ને તને સારથિપણું કેમ પ્રાપ્ત થયું? ત્યારે બાહુકે કહ્યું કે, નળ રાજાનો વાર્ષ્ણેય નામનો સારથિ જ્યારે તે રાજા વનમાં ગયો ત્યારે રૂતુપર્ણને ત્યાં સારથિ થઈને રહ્યો છે, ને ઘોડાઓને ચલાવવામાં પ્રસિદ્ધ એવા મને પણ રૂતુપર્ણ રાજાએ સારથિપણામાં તથા અન્ન સિદ્ધ કરવામાં રાખ્યો છે. ત્યારે કેશિનિએ કહ્યું કે, હે બાહુક! તે વાર્ષ્ણેય, નળ રાજા કયાં ગયા છે તે જાણે છે? બાહુક બોલ્યો કે, વાર્ષ્ણેય નળ રાજાનાં બે સંતાન અહીં મુકી ગયો ત્યાર પછી તે રાજા કયાં ગયો તેની કાંઈ તેને ખબર નથી. કેમકે તે વિકૃત સ્વરૂપથી ફરે છે, તેથી તેને કોઈ ઓળખી શકતો નથી. ત્યારે કેશિનિયે કહ્યું કે, હે બાહુક! જે અયોધ્યાપુરીમાં પ્રથમ બ્રાહ્મણ આવ્યો હતો તેણે કોઈ સ્ત્રીનાં કહેલ વાકય કહ્યાં હતાં? તથા તેને તેં કાંઈ પ્રતિ ઉત્તર આપ્યો હતો? તે સાંભળી બાહુકનું હૃદય દુઃખયુકત થયું, ને કહ્યું કે, રાજ્યથી ભ્રષ્ટ થયેલા પતિયે કોઈ કારણથી ત્યાગ કરેલી કુલીન સ્ત્રી પોતાના પતિ ઉપર ક્રોધ કરવા લાયક નથી, ને પોતાના પ્રાણ નિર્વાહ કરવાની ઈચ્છાવાળા, પક્ષિયોએ વસ્ત્ર હરણ કરેલા પતિ ઉપર સાધ્વી સ્ત્રી દોષ જોવા લાયક નથી.

એ પ્રમાણે બોલતો બાહુક નેત્રમાં આવેલ અશ્રુ ન

રૂંધી શકવાથી ઘણુંજ રૂદન કરવા લાગ્યો; તે જોઈ કેશિનિયે દમયંતી પાસે જઈ તેનાં કહેલાં વાક્ય તથા તેના સ્વરૂપનું વિકૃતપણું સર્વ કહ્યું. તે સાંભળી દમયંતી "બાહુકજ નળ હશે" એમ શંકા યુકત થઈ તેને કેહેવા લાગી કે, હે કેશિનિ! તું ફરીથી બાહુક પાસે જા, ને તેનાં ચરિત્ર જોઈ કાંઈ પણ ન બોલતાં પરિક્ષા કર. ત્યારે કેશિની ફરીથી તેની પાસે જઈ દેવ તથા મનુષ્ય સરખાં તેનાં સર્વ ચિન્હો જોઈ, પાછી દમયંતી પાસે આવી કેહેવા લાગી કે, હે દમયંતી! પ્રવેશ કરવાના ઘરનું દ્વાર નીચું હોયં તોપણ તે નમ્યા વગર અંદર જઈ શકે છે, તેમ જળ વગરના પડેલા કુંભ તેના જોવાથી જળથી ભરાઈ જાયછે. તેમજ પોતાની મેળે અગ્નિ ઉત્પન્ન કરેછે. તેમ તેનાથી દાઝતો પણ નથી. ને તેની પાસે રહેલી પુષ્પની માળા કરમાતી નથી ઈત્યાદિ તેનાં અદભુત ચિન્હ જોઈ હું જલદીથી તમારી પાસે આવીછું.

એવાં કેશિનિનાં વચન સાંભળી, તે બાહુક નળ હશે એમ શંકા યુકત થઈ રૂદન કરતાં ફરીથી તેને કહ્યું કે, તું ફરીથી સાવધાન થઈ તેની પાસે જા; અને તેનાં રસોડામાંથી ખાવાનું લઈ આવ. ત્યારે તેણે બાહુક પાસે જઈ, ખાવાનું લઈ આવી દમયંતીને આપ્યું. ત્યારે તેનું ભોજન કરી "બાહુકજ નળ છે" એમ માની અત્યંત દુઃખિત થઈ રૂદન કરવા લાગી. પછી તેણે કેશિનિની સાથે પોતાનાં બે બાળકો બાહુકની પાસે મોકલ્યાં. ત્યારે બાહુક પોતાની પાસે આવતાં તે બાળકોને જોઈ તેમને

ઓળખી સાંમે દોડી હ્રદયમાં ગ્રહણ કરી ખોળામાં બેસાડી દુઃખિત થઈ રૂદન કરવા લાગ્યો. ત્યાર પછી બાહુક પોતાના સ્વરૂપની ઓળખાણ ન પડવા સારૂ તે બાળકોનો ત્યાગ કરી કેશિનિને કેહેવા લાગ્યો કે, મને મારાં સંતાન સરખાં આ બે બાળકોને જોવાથી નેત્રમાં અશ્રુ પ્રાપ્ત થાય છે, પણ કેશિનિ તું અહીં મારી પાસે વારંવાર આવે છે તેથી મનુષ્ય તારે વિષે ફોકટ દોષની શંકા લાવશે. વાસ્તે તું જા, અમે તો પરદેશી છઇએ. પછી કેશિનિયે નળનાં સર્વ ચિન્હ જોઈ દમયંતી પાસે આવીને ત્યાંની સર્વ વાત કહી. ત્યારે દુઃખથી પિડાયેલી દમયંતીએ નળનું દર્શન કરવાની ઈચ્છાથી કેશિનિને પોતાની માતા પાસે મોકલીને કેહેવરાવ્યું કે, મેં "બાહુક એજ નળ હશે" એવી શંકાથી તેની ઘણી પરિક્ષા કરાવી, પણ મને કેવળ તેના સ્વરૂપ વિષે શંકા રહેછે; માટે હું પોતે તેની ચોકસી કરવા ઈચ્છું છું; વાસ્તે તે બાહુક મારા ઘર વિષે આવે અથવા હું તેની પાસે જાઊં એવી રીતે તું કરવા યોગ્ય છે, ત્યારે તેણે, પોતાની પુત્રીયે કેહેવરાવેલાં વાકય સાંભળીને તે સર્વ પોતાના પતિ ભીમને કહ્યાં. પછી તેની સલાહથી દમયંતીની માતાએ કેશિનિને કહ્યું કે, બાહુકને દમયંતીના ઘરમાં બોલાવી જા, તેથી તે બાહુક પાસે જઈ તેને દમયંતી પાસે તેડી લાવી. તે વખતે પરસ્પર એક બીજાંને જોઈ તત્કાળ દુઃખથી બંનેનાં નેત્રમાં અશ્રુ ભરાઈ આવ્યાં. પછી પતિવ્રતા દમયંતી બાહુકને કેહેવા લાગી કે, હે બાહુક! ધર્મને જાણનાર નળ રાજા વનમાં પોતાની સ્ત્રીનો ત્યાગ કરીને ગયાછે તેને કોઈ દિવસે દૃષ્ટિથી જોયાછે? અપરાધ વગરની

નિદ્રાવશ પોતાની પ્રિય સ્ત્રીનો ભયંકર વનમાં ત્યાગ કરીને નળ રાજા વગર બીજો કોણ પુરૂષ જાય? હું મારા સ્વયંવરમાં આવેલા દેવતાઓનો ત્યાગ કરીને નળને વરી છું; માટે હું તેનાજ આશ્રયવાળી તથા સંતાનવાળી છું; તેમ છતાં તેણે મારો કેમ ત્યાગ કર્યો હશે? તેણે અગ્નિ તથા દેવતાઓની સમક્ષ મારૂં પાણિગ્રહણ કરીને "હું તારે વિષે સદાય પ્રીતિથી વર્ત્તિશ" એમ જે પ્રતિજ્ઞા લીધીછે, તે તેની ક્યાં ગઇ? એમ બોલતી દમયંતીનાં નેત્રમાંથી શોકે કરી અશ્રુ પડવા લાગ્યાં. તે જોઇ બાહુકે કહ્યું કે, હે પ્રિય સ્ત્રી! મારૂં રાજ્ય નાશ પામ્યું તથા તારો મેં ત્યાગ કર્યો તે બધું મેં કર્યું નથી; કળિયે કર્યુંછે. જે કળિને તેં વનમાં શાપ આપ્યો હતો, તે પાપ રૂપ કળિ તારા શાપથી દુઃખ પામીને હાલ મને મુકીને ગયો. ત્યાર પછી તારે વાસ્તે હું અહીં આવ્યો. પણ ભીમરાજાની આજ્ઞાથી પૃથ્વી વિષે દૂતો ફરેછે ને સર્વત્ર કહેછે કે, દમયંતી અવશ્ય બીજા પતિને વરશે; તે નીચ સ્ત્રીની પેઠે તને નહીં લાયક એવી તારા સ્વયંવરની વાતો સાંભળીને રૂતુપર્ણ રાજા અહીં આવેલાછે.

એવાં પોતાના પતિનાં વચન સાંભળી ભય ઉત્પન્ન થવાથી થરથર કંપતી દમયંતી, હાથ જોડી કેહેવા લાગી કે હે પ્રાણનાથ, તમે મારે વિષે કોઇ તરેહની શંકા કરવા લાયક નથી; કારણ હું દેવતાઓને મુકી તમને વરી છું, વળી મેં મારા પિતાને કહીને તમારી શોધ કરવા સારૂ બ્રાહ્મણોને મોકલ્યાછે, તેઓ મારાં કહેલાં વચન સર્વત્ર બોલતા સર્વ દિશાઓમાં ફરેછે; તેમાંથી એક પર્ણાદ નામે બ્રાહ્મણ

અયોધ્યાપુરીમાં ઋતુપર્ણ રાજા પાસે આવીને જ્યારે મારાં કહેલાં વાક્ય બોલ્યો ત્યારે તમે તેને પ્રતિઉત્તર આપ્યો, તે સાંભળી અહીં આવી તેણે મને કહ્યો. ત્યારે મને તમોને અહીં લાવવા સારૂ મારો ફરીથી સ્વયંવર આવતી કાલે થશે એમ નિમિત્ત કરવું એમ ઉપાય સુજ્યો. કારણ હે પ્રાણપ્રિય! તમારા વગર બીજો કોણ પુરૂષ એક દિવસમાં અશ્વોએ કરી સો યોજન પર્યંત આવવા સમર્થ થાય? હે રાજા! હું મારા સત્યપણાથી મને કરીને પણ અસત્ય માર્ગમાં પ્રવર્ત્ત થઈ નથી. તે સત્યપણાએ કરી તમારા બે ચરણને સ્પર્ષ કરૂં છું: અરે! જો હું કોઈ દિવસે પણ પાપ કર્મનું આચરણ કરતી હોઊં તો સર્વ જગતમાં વિચરનાર વાયુ, સૂર્ય તથા સર્વના મનનો સાક્ષિ ચંદ્ર એ દેવ મારા પ્રાણનો વિયોગ કરો; નહીંતર તેઓ મારૂં જેવું સત્યપણું છે તેવું બોલો. ત્યારે વાયુ, સૂર્ય તથા ચંદ્ર એ ત્રણે દેવ બોલ્યા કે, અમે ત્રણ જણાઓએ દમયંતીની રક્ષા કરીછે તથા એના સાક્ષિ છઈએ. એણે યથાર્થ સ્વધર્મનું પાલન કર્યુંછે, ને કેવળ તારી પ્રાપ્તિ વાસ્તેજ ફરીથી સ્વયંવર કરવાનો ઉપાય કર્યોછે. કારણ તારા વગર બીજો કોણ પુરૂષ એક દિવસે અહીં આવવા સમર્થ થાય? માટે હે પૃથ્વીપતિ! તને દમયંતી પ્રાપ્ત થઈ માટે હવે તું કંઈ પણ શંકા નહીં રાખીને કુટુંબ સહિત તારા દેશ પ્રત્યે જા. તે વખત નળ ઉપર પુષ્પની વૃષ્ટિ થઈ તથા દેવ દુંદભિ વાગ્યાં. તે સમય નળે કર્કોટક નાગને યાદ કરી તેણે પૂર્વે આપેલું વસ્ત્ર ધારણ કર્યું, એટલે પાછું પૂર્વના જેવું સ્વરૂપ થઈ ગયું. એટલે પતિવ્રતા દમયંતી

પોતાના પતિને જોઇ અત્યંત પ્રસન્ન થઈ. તેમજ નળ પણ પોતાની સ્ત્રી તથા બે સંતાનોને મળી ઘણો પ્રસન્ન થયો. ત્યારે દમયંતીની માતાએ બંનેનું પરસ્પર મળવું જોઇ હર્ષ પામીને પોતાના પતિ ભીમ રાજાની પાસે જઈ સર્વ વાર્તા કહી. તે સાંભળી અત્યંત પ્રસન્ન થઇ તરત તે, બંનેની પાસે આવ્યો; તેને જોઈ નળ રાજાએ નમસ્કાર કર્યા. ત્યારે ભીમ રાજાએ તેને પુત્રની પેઠે ગ્રહણ કરી આશાવાસના કરી. તે વખત નળ રાજા પોતાની સ્ત્રીને પ્રાપ્ત થઇ અત્યંત શોભતો હતો; અને પતિવ્રતા દમયંતી પણ પોતાના પતિને પ્રાપ્ત થઈ, ચંદ્રના ઉદયે કરી જેવી રાત્રી શોભે તેવી શોભવા લાગી. તે વખત શેહેરનાં માણસો નળ સહિત દમયંતીને જોઇ અત્યંત હર્ષ પામ્યાં. ને ભીમરાજાએ પોતાનું શેહેર ચોતરફ ધજા પતાકા મુકાવી તથા રાજ માર્ગો વિષે સુગંધી જળ છંટાવી શોભીતું કર્યું. તે સમય રૂતુપર્ણ રાજાએ પોતાને ત્યાં રહેલો બાહુક નળ છે, ને તે તેની સ્ત્રી દમયંતીને પ્રાપ્ત થયો એમ સાંભળી તેને પોતાની પાસે બોલાવી કહ્યું કે, હે નળ રાજા! તમને તમારી સ્ત્રી દમયંતીનો મેળાપ થયો તે ઘણું સારૂ થયું.

એવાં તેનાં વચન સાંભળી નળે કહ્યું કે. તમે જે મારી પાસે અશ્વવિદ્યા શીખવી લેણી રાખીછે તે હું તમોને શીખવવા ઇચ્છુંછું. એમ કહી તેણે તેને અશ્વવિદ્યા શીખવવા માંડી. ત્યારે રૂતુપર્ણ તે અશ્વવિદ્યા શીખી બીજો સારથિ કરી પોતાની અયોધ્યાપુરી પ્રત્યે ગયો. ત્યારપછી નળ રાજા કુંડિનપુર વિષે કેટલાંક વર્ષ રહી પછી

ભીમરાજાની રજા લઈ પોતાના શેહેર પ્રત્યે જઈ પુષ્કર પાસે ગયો; ને તેને કહ્યું કે, આવ ફરીથી આપણે દ્યૂત રમીયે, તેમાં તું જીતે તો મારૂં સર્વસ્વ હરણ કરજે. ને જો હું જીતું તો આ મારૂં રાજ્ય પાછું ગ્રહણ કરીશ.

એવાં તેનાં વચન સાંભળી પુષ્કરે તેની સાથે દ્યૂત રમવા માંડયું. તે સમય નળે એકજ દાવમાં પુષ્કરને જીતિને કહ્યું કે, તું મારો ભાઈ છે માટે તારા કૃત્ય સામું ન જોતાં તને જીવતો મુકું છું; માટે તારા શેહેર પ્રત્યે જા. ત્યારે પુષ્કરે તેને નમસ્કાર કરી હાથ જોડી કહ્યું કે, તમે મને જીવતો મુકો છો તથા મારી જીવિકા પણ ચાલતી રાખ્યોછો માટે તમારી કીર્તિ કોઈ દિવસે નાશ પામશે નહીં. એમ કહી થોડા દિવસ પછી પોતાના પુર પ્રત્યે ગયો. ત્યાર પછી નળે સાંત્વના કરેલી પ્રધાનો સહિત સર્વ પ્રજાએ હાથ જોડી નળ રાજાને કહ્યું કે, આપના પધારવાથી અમે સર્વ આજ કૃતાર્થ થઈ સુખ પામ્યા છઈએ. ત્યાર પછી નળ રાજાએ પોતાની પ્રિય સ્ત્રી દમયંતીને બોલાવી લાવવા સારૂ કુંડિનપુર પ્રત્યે મોહોટી સેના મોકલી. ત્યારે તેના પિતાએ પોતાની પુત્રી દમયંતીનો મોટો સત્કાર કરીને તેના પુર પ્રત્યે જવા રવાને કરી. પછી જ્યારે દમયંતી પોતાનાં બે સંતાનો સહિત પોતાના ઘર પ્રત્યે આવી ત્યારે ગયેલી સમૃદ્ધિને પ્રાપ્ત થએલો નળ, પોતાના કુટંબ સહિત પ્રજાનું ધર્મથી પાલન કરતાં હર્ષ પામતો હતો.

એ પ્રમાણે દેવીએ સદાચરણ ગૌરીને પતિવ્રતા દમયંતીનું આખ્યાન સંભળાવીને કહ્યું કે, હે પુત્રિ! આવી

તારી ધર્મનિષ્ઠા જોઈ હું બહુ પ્રસન્ન થઈ છું. માટે તને આશીષ આપું છું કે, જન્મો જન્મ તું અધિક અધિક સુખ ભોગવીશ, અને આ જગતમાં તારી કીર્ત્તિ અચળ રેહેશે. એટલું કહી દેવી અંતર્ધ્યાન થયાં. ને સદાચરણ ગૌરી પોતાના પ્રાણનાથ સહિત હર્ષ પામતી. પોતાના ઘર પ્રત્યે આવી, ત્યાં હર્ષથી હમેશ આ પદ ગાતી પતિની સેવા કરતી હતી.

પદ.

બ્યાયાને આયે રામજનક પુર દશરથજીકો લાલારે.—એ રાગ.

માનું સ્વામીને પરમેશ્વર, તનમનથી સંસારેરે,
સ્વામી સેવા ધર્મ પરમ મુજ અન્ય મને નવ ભાવેરે. ટેક.

એક સ્વામી વણ બીજું જગમાં, હર્ષ મને ન કરાવેરે,
મુજ મન અમળ કમળનો રૂડો, સ્વામી સૂર્ય ધરાયેરે. માનું. ૧

તેને સૂખે હું સુખ માનું, દુખે દુઃખણી ઝાઝીરે,
પ્રસન વદન શશિ ન્યાળી તેનું, રહું હું ચકોરી રાજીરે. માનું. ૨

સહન શીળતા આસન વાળી, શાંતિ સમાધિ ચઢાવીરે,
પ્રેમ પરમ મંત્રે આરાધું, પતિ હરિમાં મન લાવીરે. માનું. ૩

સ્થાપી મુજ મન મંદિરમાં પ્રીતે, મનહર પ્રતિમા પતિનીરે,
પૂજું પરમ ધરમ સમજીને, ભક્તિ ભલી પ્રગટાવીરે. માનું. ૪

જેનાથી સૌભાગ્ય વધેછે, શ્રેષ્ટ જિવન જેનાથીરે,
સંસારે સઊ સુખ જેનાથી, નહિ રહું દૂર તેનાથીરે. માનું. ૫

જેનાથી માનીતા સઊને, માન મળે બહુ થોકેરે,
તેનાથી અવળાં ચાલીને ધીક જિવવું આ લોકેરે. માનું. ૬

સ્વામિ વિરૂધ્ધ વરતી સુખ લેજે, જે મન પરસું ધારેરે,
એ કરતાં તો ભલું આ ભવમાં, બળિ મરવું અંગારેરે. માનું. ૭

તનમન મારૂં પ્રેમ પરમથી, જીવ સહિત મેં તેનેરે,
લોભ લાલસા અળગિ કરીને, અર્પ્યાં સઊ તજિ એનેરે. માનું. ૮

છાયા પેરે હું સઊ સમયે, સ્વામીથી નથિ અળગીરે,
નીર વિયોગે જેવી માછલી, પતિ વણ મુજ ગતિ તેવીરે. માનું. ૯

વણ વાંકે પતિ ક્રોધ કરે પણ, રીશ મને નહીં આવેરે,
નમ્રપણે કરી સ્તુતી સામી, કરૂં શીતળ તન ભાવેરે. માનું. ૧૦

નારાયણની મ્હેર થઈ જો, સિધ્ધી ઇચ્છા મનની રે,
એના સરખા થાય બધા તો, સુધરે મતિ સ્ત્રી જનનીરે. માનું. ૧૧

---

ભાગ ૧ લો



સમાપ્ત.